# વિષવિદારણ

સંશોધન કરનાર તથા પ્રકાશક


**વૈદ્ય નાથાલાલ રૂપશંકર**

ખેડા.


સ્થાવર જંગમ એમ બે જાતિ વિષ ગણાય,
કૃત્રિમ તે ત્રીજું જાણી વશીકરણમાં જાય.


મળવાનું ઠેકાણું

**પાંચહાટડી, ખેડા**

કીંમત ૦-૬-૭

# વિષવિદારણ.



સંશોધન કરનાર

વૈદ્ય નાથાલાલ રૂપશંકર

ખેડા.



સ્થાવર જંગમ એમ બે જાતિ વિષ ગણાય,
કૃત્રિમ તે ત્રીજુ બની વશીકરણમાં જાય.

મળવાનું ઠેકાણું

પાંચહાટડી, ખેડા.



કીંમત ૦-૬-૦

# વિષવિદ્દારણ

આમાં લખેલા સ્થાવર જંગમ અને કૃત્રિમ એના ઉપાયો જે જે લખાયેલા છે, તેને સાચવી સંભાલી ને કરશો તો જરૂર જરૂર સીદ્ધ છે. માટે ફતેહમંદ થશો કેટલાક સેહેલા ઉપાયો એવા છે કે તેને તમે નજીવા ગણુશો કે આ શું કામ કરશે પણ તેમ નથી. એક દાખલા તરીકે લખુ છું કે છાપરા ઉપર જે નલીયાં રહે છે તે સો વર્ષનુ જુનુ નેવુ તેવુ પુરૂ ન મળે ને તેની ખાત્રી ન થાય પણ ઘણું જુનુ માલમ પડે તેવુ લઈ તેને ખાંડી ચાળી ( લુગડાથી ) એક અધોળ ને તેમાં બે પૈસાભાર ગોળ ભેળવી તેની બએ આની ભારની ગોળી કરી બએ ત્રણ ત્રણ કલાકને અંતરે એકેક ગોલી આપવાથી અસાધ્ય હેડકી (વાધણી) બંધ થાય છે આ મારો ખાસ અનુભવેલો ઉપાય છે માટે નજીવુ ગણી રાખી ન મુકતાં મનન કરી હર વખત ઉપયોગ કરશો તો સીદ્ધ થશે એ મારી નમ્ર વિનંતી છે આમાંની કેટલીક ઔષધીયો ચાલતાં જંગલમાં પણ મળી શકશે

સંગ્રહ કર્તા વૈદ્ય ના. રૂ. ખેડા

---

## ગ્રંથપ્રયોજન

આ પુસ્તક લખવાનુ કારણ-કારણ માત્ર એટલું જ આ વિષય વિષે આગળ મોટા મોટા આચાર્યોએ મહાન શોધ કરી મોટા મોટા ગ્રંથોમાં વિવેચન સાથે ઉપાયો બતાવેલા

છે પણ જેઓ ધંધો કરતા નથી અથવા કરતા હોય તો કોઇક દિવસ આવો.યોગ આવે. તેને લઈ એ ઉપર લક્ષ ઓછું દે માટે તથા નાનાં ગામડાંમાં જ્યા ચીકિત્સકો હોતા નથી ત્યાં આ નાનકડુ ને ખીસ્સા પાકીટ જેવું પુસ્તક ઉપયોગી થઇ પડશે એજ હેતુથી કેટલાક શશાસ્ત્ર, કેટલાક લેખીત અને કેટલાક અનુભવ કરી સીદ્ધ કરેલા એવા ઉપયોગી ઉપાયોનો સંગ્રહ કરેલો છે જેનો સર્વકોઇ ઉપાય કરી શકે એવા હેતુથી છપાવેલુ છે છતાં કાંઇ સમવિષમ હોય તો ગુણવાનો સુધારી લેશે એવી મારી નમ્ર વિનંતી છે. સંવત ૧૯૮૬ના શ્રાવણ શુકલપક્ષ.

---

## ખરજ તેલ

આ તેલ ઘણા જુના અનુભવથી સીદ્ધ કર્યું છે તેમજ ઘણા વર્ષથી પ્રખ્યાતિ પામ્યુ છે ગુણ—ખસ, ખરજવું ઘણું જુનું વાના ફોલ્લા, કોહ્લો, પાઠુ, કંઠમાળ, ચાંદાં નારાં તેમજ રતવાની ગાઠો વીગેરે રાગોને સેહેજમાં મટાડે છે લાહ્ય બળતી નથી માંખ બેસતી નથી આવતી ખુજલી ઘસવાથી તરત મટાડે છે. ચામડીનાં તમામ દરદો મટાડી સુંવાળી બનાવે છે તેમજ વીંછીના ડંખને માટાડી દે છે આ તેલ મસળી જરા શેક કરવો આ તેલ એકવાર વાપરી ખાત્રી કરો.

મલવાનું–ઠેકાણું

બનાવનાર–વૈદ નાથાલાલ રૂપશંકર ખેડા

ઠે–જગન્નાથજીના મંદિર પાસે દુકાન

# વિષવિદ્દારણ

## ભાગ ૧ લો

### વિષનીઉત્પત્તિ

અમૃત મેળવવાની ઇચ્છાયે જ્યારે સુર, અને અસુરે સમુદ્ર મથન કર્યું ત્યારે તેમાંથી એક મહા ભયંકર ઝેહેરથી ભરેલી પુરૂષાકૃતિ ઉત્પન થઇ. સ્વરૂપવાન વન્હિ સમાન નેત્રવાન, ચાર દાઢવાળો, અતી વિક્રાળ. આવા અતી વિક્રાળને જોઇ આખા જગતને વિષાદ ઉત્પન થયો (ખેદ) જેથી એનું નામ વિષપાડયું. તે જ્યારે ભગવાને એના સામું થી જોયું ત્યારે તે શ્રાપના ભયથી પ્રવાહી રૂપ બની ગયો જે માહાદેવને પાવામાં આવ્યું ને વાસણે ચોટેલું તે સાપ વીગેરેની દાઢમાં કટલાકના પુંછડામાં કેટલાકની આંખમાં ને કેટલાંકના હૃદયમાં જઇ ચોટયું અને તેના બે ભાગ ગણાયા, સ્થાવરને જંગમ.



સ્થાવર જંગમ એમ બે, જાતિ વિષ ગણાય
કૃત્રીમ તે ત્રીજુગણી, વશીકરણમાં જાય
તેમાં કટલાંક મહવિષ છે. ને કેટલાંક ઉપવિષ છે મહા

વીષ, ઉપાય જલદી ન મળે અથવા મળે તો પણ મહા કષ્ટે કરી વાળી શકાય છે.

ઉપવિષો ઘણાં ખરાં મેહેનત કરવાથી વખતે સાધ્ય થઈ શકે છે ને બચાવ સારી રીતે સેહેલથી થાય છે.

## વિષવર્ણન.

### છપ્પયછંદ.

સોમલકરે સંહાર વછનાગ વપુને ટાળે
ઝેહેરકોચલુ જીવ લેતાં પાછુ ન ન્યાળે
અફીણ તે પણ એમ. ફીણ ફસોટા લાવી
૧ હળાહળ લેઈ હાથ દાબતાં દેહ દબાવી
હરતાલમાજમ ભાંગને અર્ક થોર દૂધ ગળે
૨ નાથે દીધા નેહથી નેત્ર ઉપાયજના મળે

* જેની આંખોમાં ઝેર ભરી મુકયું છે તેનો વાળનાર કોઈ નથી. કુતરાં. બીલાડાં પાડા વીગેરે

૧ હાળહળઝેહેર જેને હાથમાં પકડી રાખી મુકવાથી, જોડામાં ચોપડવાથી ઘરેણામાં પાસ દઇ પેહેરવાથી પ્રાણ લેઇ લેછે જેને પાછુ વાળી શકાતુ નથી.

### છપ્પય ૨ જો

કરશણ પણ કંઇ કંઈ દુઃખ કર દિસે ઝાઝાં
કરી કોહો વાહ ખજવાળ, બનાવે નરમજે તાજાં
કોચ કરે છે જેમ, કોદરા મીણો ચઢાવે
તીખખુ સુરણ તેમ વણુ પકવેજ સતાવે

* આડ્ડો. નાથ. પરમેશ્વર

શોધ નથી બહુધા ઉપાય મુશ્કેલી પડે
નાથે નડાવ પુંઠળે મુકયા તે સહેજે જડે

છપ્પય ૩ જો

મુખક કરે મહા કેર ફોસલાવે કુંકે કુંકે
વાળે શરીર ને રોળ ઝેહેર જરી ના ચુકે
કાચન્ડાનો કરઠ કોકને થાયે ભાઇ
કરે રંગ બે રંગ કાળો પીળો લાલાઇ
સર્વાંગ જેને વિષ છે તે કાળે મટતું નથી
ઉપાય એના નવ જડે અનેકશાસ્ત્ર જુવો મથી

જંગમ

છપ્પય ૪

સર્પાદિકની દાઢ ઝેહેર જબરૂ જીવ લે છે
વિષ વિંછી ને ડંખ મોતથી અધીક સાલે છે
માંકડી કુકડી મુત્ર માઠુ થઇને દુખ દેછે
શ્વાન વિષ્ઠ છે લાળ જ્ઞાનીઓ મુખ વદે છે
પલ્લીગળ પણ પેટને પીળુ કે પઉઢું કરે
ઉપાય નાથે આપીયા હૃદય વાઙ્યુ ના વળે

છપ્પય ૫

ઘો ભોંય ફોડવી ઝેર કરડીને કાળ કરે છે
ભમરી પુંઠનો ડંખ દેખીને મનુષ્ય ડરે છે
ખાન ખજુરો મુખ કરડથી ઢિમણાં થાયે
કેશરી મુંછનો વાળ ખાવાથી મરણ પામે

મેડક ફુલાવે પેટને માખી મુખ પાછુ વળે
નાથે સહુ બતાવીયા જીભ ઝેહેર ના જડે

છપ્પય ૬ ઠો

મનસલનું માહા દુખ શરીર બાધાને માઠુ
મોરથુથુ સમતેહ ઉતારતાં બહુ કાઠુ
રશકપુર રશ સમાન કારમો દેહ કરે છે
સાંધા જકડી લેઇ શરીરનું વિત હરે છે
કાક ફળ છે કારમુ કાયા વંઠાડી દે ખરી
માટી શરીર માટી કરે જઇ બાળક મુખે ઠરી

છપ્પય ૭ મો

રજશ્વળા રજ શરીરને શુષ્ક બનાવે
શ્વેત ધાતુ પણ તેમ ખાંતેથી ખુબ સતાવે
કદી શરીરનો મેલ આવ્યો તો ઉંધુમારે
કાંતિ શાંતિ મન ચીત્ત ચકડોળ ચડાવે
નખ કેશને બાળીને ભસ્મ કરી આપે કદી
પાપપુરવ પાકાં મળ્યાં જીંદગાની થઇ બદી

### વિષનાપ્રકાર

વિષના મુળ બે પ્રકાર છે તેમાં સોમલ હાળાહળ, વછનાગ હરતાલ મનસળ વીગેરે માહાવિષો છે કે જે ખાતાં ની સાથે પ્રાણ હર છે તેમાં હળાહળ એવું છે કે જેનો ઘરેણાંમાં પાસદીધો હોય અથવા જોડામાં દીધો હોય અગર હાથમાં એકઘડી દાબી મુઠી વાળી રાખે તો આખા શરીરમાં

ફરી વળે છે ને પ્રાણુ લેછે આવી રીતે થયેલા ઝેહેરનો કોઇ રીતે ઉતાર નથી તેમ સાધારણુ મનુષ્યો ને મળવું પણુ મુશ્કેલ છે. બીજાં અફીણુ વીગેરેને ઉપવીષ ગણેલાં છે એવી રીતે સ્થાવર વિષના બે પ્રકાર છે, બીજુ સર્પ વિંછી શીયાળ, કુતરૂ, ઘો ભોંયફોડવી વીગેરે જંગમ વીષ છે.

## વિષના ગુણુ દોષ અને ઉપાય

૧ હાળાહુળનો ઉપાય જડયો નથી

## ૨ શોમલ

ગુણુ—કેળવી દવા તરિકે ઉપયોગ થાય છે તાવ કહાડે છે દમ ક્ષય વીગેરે મટાડવામાં ઘણોજ ઉપયોગી છે હંમેશ વ્યસન તરીકે ખાનારને બળ ઘણુંજ આપે છે તેમ જ જઠરાગ્ની પ્રદિપ્ત રહે છે

## શોમલથી થતા અવગુણુ

વિના કેળવે ખાવાથી માપથી ખાય તો પણુ સોજો ચઢી આવે છે મીઠુ ખાવુ ન જોઇએ તાવ આવવો, દમચહડવો. હેડકી, દાંત અંબાવા, ગળુ ચોટી જવું, ફીણુ આવવું અરૂચી, મુર્છા, શ્વાસ ને તાણુ આવવી. ને આખરે મૃત્યુ થાય છે. શોમલમાં શ્વાદ નથી જેની સાથે ખાવામાં આવે તેવો લાગે છે માટે દગો કરવાના કામમાં લાગે છે

## શોમલની જાત

શોમલને બીજાશાસ્ત્રીય ગ્રંથમાં ઉપયોગી તો મળી આવશે

ધોળો કાળો પીળો અને લાલ એમ ચાર જાતનો થાય છે તેમાં સર્વથી ધોળો શ્રેષ્ટ જે શંખીયો પણ કહેવામાં આવે છે, શોમલ ખાધામાં આવ્યા પછીથી પા અડધોને બહુજ તો એક કલાકમાં માલમ પડી આવે છે.

## લક્ષણ તથા સુચના

પેટમાં ગયા પછી દુખાવો થાય છે ગળુ બેસે છે ને આંખે અંધારાં આવે છે વાટેલું ખવરાવ્યુ હોય અથવા ખાધુ હોય તો આ લક્ષણો થાય છે કાંકરો ખાવાથી કાંઈ પણ થતું નથી એતો એમને એમ પચી જાય છે.

## ઉપાય

૧ દરેક દેશી અથવા પરદેશી વૈદ્ય ડાકટરો નો અભિપ્રાય ઉલટી કરાવવી એવો છે અને તે સીદ્ધ છે હરેક પ્રકારે એવુ જ કરવુ એ સીદ્ધ છે.

પણ તે ઝેહેર વ્યાપતા પેહેલાંજ થવો જોઇએ ઝેહેર વ્યાપ્યા પછી જે ઉપાયો બતાવ્યાછે તે કરવા અને તે ઘણુજ સારૂ કામ કરે છે. જેજે ઉપાયો છે તે તેને નાબુદ કરી નાંખનારા છે. એટલે માટી વત થઈ જાયછે, માટે બતાવેલા ઉપાયો બુદ્ધિ વાપરી અવસ્યકરશો. મંત્ર જાણનારાઓએ પણ અવષ્ય ઔષધી પ્રયોગ કરવા એ જરૂરનું છે.

૧ કેળનો રશ કહાડી એક શિશામાં ભરી મુકવો જોઇયે તે મહિના બે મહિના સુધી બગડતો નથી તે રશ ગળુ ચોટતાં ચોટતાં ટીપે ટીપે પણ ગળામાં ઉતારવો જો

એક અધોળ પાણી એના પેટમાં જશે તો સોમલનું ઝેહેર તરત ઉતરી જશે.

૨ કેળનો રશ જે ચાર ભાર તથા મોચરસ જે ૨ ભાર ભેગુ કરી પાવાથી પણ ઊતરી જશે. સોપારીનાં ફુલ

૩ ભુરા કોહોળાનો રસ નવટાંક ને સાકર ચોખ્ખી અધોળ ભેગુ કરી પાવાથી ઘેહેન કે નિશો પણ રેહેતો નથી.

૪ કાળીંગડા રસ ૦|= ને સાકર ૦|- નાંખી પાય તો મરે નહિ.

૫ તાંદળજાનો રશ ને સાકર ઉપરના વજને પાય તો મરે નહી.

૬ મરવાનો રસ ને સાકર ઉપરના પ્રમાણે પાવાથી ઝેહેર ઉતરી જાય છે.

૭ લુંણીની ભાજી બાફી પાણી કાહાડી સીંધવ નાંખી પાવાથી ઝેહેર મટે છે.

૮ નવસાર ટાં ૪ પાણીમાં પાવાથી મટી જાય છે.

ઉપરનાં આઠ ઉપાયો વગર ઉલટીના છે પણ ઝેહેર ઊતારે છે. મનમાને તો કરવા વિશેષ હકીકત બનાવટી ઝેહેરોના વિષયમાં આવશે.

ઉલટી—કરાવવી એમ ઇચ્છા હોય તો કોઇ હુશીયાર વૈદ્ય અગર ડાકટર પાસે રાખી કરાવવી. સોમલ અથવા હાળાહળ જોડામાં અથવા ઘરેણાંમાં પાસ દઇ ઉપયોગ કરેલો માલમ પડે તો અથવા ચાંદાપર ચોપડયું હોયને તે ચડયું હોયતોઃ

૯ ધોળી અથવા તે ન મળેતો લીલી ધરો વાટી ખુબ ઝીણી મલમ જેવી બનાવી ચાંદે ચોપડવી ને બીજે માલમ પડે તો ત્યાં પણ ચોપડવી.

૧૦ ભુરા કોહોળાનો રશ ચોપડવો અથવા ગર્ભ બાંધવો ને એ ગર્ભના કકડા સાકરસાથે ચવરાવવા.

## હરતાલ

ગુણ—હરતાલ વાટી ભુકો કરી, અબરખના પત્રા ઉપર પાથરી બીજુ પતરૂ ઉપર મુકી તેના ઉપર દેવતા મુકી પકવવાથી તેના રંગ પીળો મટી લાલ થાય છે જેથી તેનું નામ હરતાલ મટી માણેક રશથાય છે. તે તાવ તથા દમ મટાડવામાં બહુ કુશળ થાય છે, તેની બે જાત છે દગડી અને વરખી તેમાં વરખીજ આ કામ કરે છે. અને દગડી વાળકાહાડવાના સાબુવીગેરે બનાવવામાં ઉપયોગી થઇ પડે છે.

૨. આગળ વૈદ્યો જવરાંકુશ બનાવી તાવ ઉપર જીરા સાકરમાં આપતા

૩. જો ખાખ બને તો મહા સખતમાં સખત પણ દમ બેસાડે છે. પણ ખાખ બનાવતાં તે ઉડી જાય છે.

## કાચી ખાવાથી થતા અવગુણ

કંપવાયુનાં લક્ષણ થાય છે. તાવ આવે છે અંગ અકડાયછે. અને એની ગરમાઇથી વખતે પરમીયો પણ થાય છે.

## શાંતિના ઉપાયો

૧. ભુરા કોહોળાનો રશ સાકર નાંખીને ચાર અથવા સાત દિવસ પાવો.

૨. અડધો તોલો જીરૂ ને એક તોલો સાકર વાટી સેવન કરવું એમ સાત દિવસ કરવાથી ફાયદો સારો થઈ જશે

૩ સરપંખો જુનો તેનુ મુળ ઘસી સાકર નાંખી પાવાથીઝેર નીકલીજશે

૪ ચણા દાળ પલાળી સાકરસાથે દિનદશ ચાવે

૫ મરવા વાટી દુધ સાકર સાથે પાવા

૬ દાહ થતો હોયતો દુધ સાકર શરિરે ચોળવું અથવા શેવો રાંધેલી તેનું પાણી ચોળી નાહાવું

## મનસલ.

ગુણ–મરી પીપર સાથે મળેલો મનસલ ઉલટી રોગ બેસાડેછે મેં એ ઉપાયથી બે વરસની ઉલટી બેસાડેલીછે.

લક્ષણ–અજાણથી અથવા જાણી ને ખાવામાં આવે તો તે માણસ, શક્તિ શુદ્ધી રહીત થઇજાયછે ઝાડો થતો નથી પેસાબ ઘણો થાય છે. ને પેશાબે રેતી જેવા દાણા પડે છે. ને પેટમાં કરમ ઉત્પન થાય છે

ઉપાય ૧ અડધો શેર ગાયનું દુધ, ને એક તોલો ચોખ્ખુ મધ મેળવી દરરોજ પાવું એ રીતે તે દીન દશ અગર પંદર પાવુ.

## વછનાગ
## એ માહા ઝેહેર છે

ગુણ–વછનાગ ઘશી વા ઉપર ચોપડે તો સાંધા છુટા થઇ જાય, પણ સંભાળ રાખવી

૨ વાયુને મટાડનાર. ઘણી જાતની ગોળીયો માં આવેછે

લક્ષણ–ઘણી ખરી રીતે મોમાં તથા ગળામાં લાહ્ય થતી હોયતો તેવો તમતમાટ થાયછે ગળુ સુકાઇ જાયછે પેટમાં દુખાવો થાય છે, શરિર કંપે છે, તરસ ઘણી લાગે છે નાડી ઠેકાણે તેમ નિયમમાં રેહેતી નથી શ્વાસ મંદ થાયછે. કોઇ વખત નાક કાહાન મોંહો કે ઝાડાવાટે લોહી પડે છે આખરે શ્રાસ બંધ થઇ મૃત્યુ થાય છે

ઉપાય–ગાયનુ દુધ ઉનું કરી ગરમ ગરમ પાવુ ઉલટી થાયતો ફરી પાવુ એ રિતે ઉલટી બંધ થાય ત્યાં સુધી પાવુ દરદી ને દિન ભર દુધ ઉપરજ રાખવો

૨ ઘી પાવાથી ઉતરી જાય છે

૩ બીજાં વિષો મ ફ્ક ખટાઇથી ઉતરે પણ નહી જેવું સમજવું,

૪ સમુદ્ર ફળ વાટી અજમા સાથે ફકાવવાથી ઝેહેર ઉતરી જાય છે

*૫ છાંણુ ભેસનુ પાણીમાં ઓગળી અથવા રશાનીકળે તેવુતાજુ લેઈ લુગડામાં ઘાલી નિચોવી પાવાથી મરણ પથારીનો માણુસ બચી જાયછે ને તે માટીવત ઝેહેર થાયછે,

૬ જંગલી તાંદળજાનો રશકાહાડી ત્રણ તોલા પાવો એરીતે ત્રણ દીવસ પાવા થી રહેલી અસર પણ મટી જાય છે

૭ જાબુડાની અંતર છાલ કચરી રશ કહાટી તેના

* એની પરીક્ષા કરવી હોયતો એક કટકો રાતે છાણમાં ઘાલી મુકી બીજે દિવસે ધોઇ નાંખી ચાવશો તો તેનો રસ માટી વત જણાશે.

સરખાવજને ઓશામણુ ભાતનું મેળવી પાવાથી ઝેહેર નાબુદ થઇ જાય છે,

## ઝેહેર કોચલુ

વર્ણન.–ઝેહેર કોચાલું એ એક ઝેહેરી ફળ છે ઝેહેર માત્રમાં એ કડવું ઝેહેર છે. અફીણથી પણ કઠવાશમાં ચહડે તેમ છે.

ગુણ–તાવકાહાડવામાં નંબર ૧ છે જેથી તાવના કામમાં ઘણુજ ઉપયોગી છે તેમજ સોજા અથવા ઝડ ઉપર ચોપડવાથી ઘણો ફાયદો આપે છે ઝેહેરના ડંખ ઉપર પણ સારી રીતે ચોપડાય છે.

## ઝેહેરના લક્ષણ

આખા શરીરની નસોમાં પ્રવેશ થાય છે, લોહી સાથે મળી જઇ મગજ સુધી પોહોચી જાયં છે ધનુરવા જેવાં લક્ષણ થાય છે. નસો ખેંચાય છે આ સઘળાં લક્ષણ તતકાળ થાય છે. દાંત કકડે છે, તાણ આવે છે, આખરે મૃત્યુ કરે છે.

ઉપાય–૧ ઉલ્ટી કરાવવી

૨ ઘી પાવુ

૩ ઉલ્ટી નથાય તો પીછું ઘાલી ઉલ્ટી કરાવવી પછીથી દુધ સાકર ઉકાળી પાવું

૪ જુલાબ લાગે તેવા ઉપાય કરવા.

## ધંતુરો

વર્ણન–એ આખા ઝાહાડમાં ઝેહેર છે તેમાં બધા કરતાં બીજમાં ઝહેર ઘણું છે દગો કરવામાં સહેલુ છે પાંચથી સાત સુધી બીજ ખાધામાં આવે તો મૃત્યુ થાય છે

ગુણુ–એક બે ટીપાં પાંદડાનો રસ હલ્દી સાથે આપવાથી રોજીયો એકાંતરીયો કે ચોથીયો ગમે તેવો તાવ જતો રહે છે સંભાળથી આપવું.

બીજનો કનકસુંદર રશ નામે પોષ્ટીક ગોળી થાય છે પણ તે અનુભવી વૈદ્ય જોઇએ.

એનું પંચાંગ (મુળ, થડ, ડાળી, પાંદડાં અને છાલ) સુકવી કચરી–ખાંડી ચલમમાં મુકી પીવાથી દમ મટે છે ગમે તેવો સખત દમ ચડયો હોય તોપણ શાંત થાય છે, આ પીનારને કોઇ જાતનો અવગુણ થતો નથી કેફ ચહડતો નથી.

ઉપાય–૧ અફીણુમાં કહેલા ઉપચારો કરવા તો તે પણ કામ કરે છે.

૨ માથાપર તથા વાંસાપર ખુબ થંડુ પાણી રેડયા કરવું.

૩ રીંગણું છુંદી રશ કાહાડી તોલા ચાર પાંચ સુધી પાવો અથવા કપાસનાં ફુલ તો૦ એક બેને આશરે લેઇ પાણીમાં ઉકાળવાં ०|= રહે ત્યારે ઉતારી ચોળી ગળી પાયા કરવું.

૪ ગાયનું દુધ. ઘી ને સાકર ભેગુ કરી પાવું.

૫ ડમરાનાં ફુલ પાણીમાં વાટી પાવાં.

૬ તાંદલજાનો રસ સાકરમાં પાવો.

૭ બેહેડાં ટાંક ૫ પાણીમાં ઉકાળી અથવા વાટીને પાવાં

૮ કાળાં આંકોલાં પાણીમાં ધોઇ પાઈ દેવાં તો ચડી ગયેલું ઝેહેર પણ ઉતરી જાય છે.

૯ ભોંયરીંગણીનું પચાંગ કચરી રસ કહાડી પાવું.

૧૦ જુના સરપંખાનું મુળ ઘસી ઘી નાંખી પાવુ તેથી ધંતુરાનુ ઝેહેર સાપ કાંચળી ઉતારે તેમ વળી જાય છે.

૧૧ કર્કશ (કુચ્ચાં] ની મીંજ પાણીમાં ઘસી પાઈ દેવાથી ઝેહેર માટીવત થાય છે.

૧૨ વાંસની છાલ તથા કપાસનાં પાંદડાં ઉકાળી પાવાથી તતકાળ મટી જાય છે.

## અફીણ
## ઝેહેરનાં લક્ષણ.

સ્વભાવે કડવુ હોવાથી દગો કરવાના કામમાં આવતું નથી પણ જેને મરવાની ઇચ્છા હોય તો તે ખુશીથી ખાય છે ખાધા પછીથી ઊંઘ આવે છે પા કલાક પછી ઝેહેર ચહડે છે જીવ મુઝાય છે. ને બેસુદ્ધી થાય ચેહેરો કાળો લીલો દેખાય છે, કિકી સંકોચાય છે, હોઠ સુકાય છે, નાડી ધીમી પડી જાય છે ને આખરે મરણ થાય છે

ગુણ–દમ રોગ વાળાને બહુ ઉપયોગી થઇ પડે છે. આ દેશનો જુના વખતનો મેળાપી મોટો શોખ છે. લગ્ન

પ્રસંગે, મરણુની ક્રિયા વખતે કસુબો કહાડવોને પાવો એ મોટામાં મોટુ માન હતુ હજુપણ કેટલીએક નાતોમાં એ કાયમ છે. ને કેટલીએક નાતોમાં એના બદલે ચાહે સારી પેઠે પ્રવેશ કરી દીધો છે.

૨ ખારેક તથા અફીણુની ગોળી ઝાહાડાના રોગમાં ઘણી ઉપયોગી થઇ પડે છે

તાણુના રોગમાં અફીણુ કેશરની ગોળી બહુ ઉપયોગી થઇ પડે છે તાણુ બેસી જાય છે.

બચ્ચાંને માટે કેટલાક લોકો મશાલો મેળવી ગોળીયો બનાવે છે.

## ઉપાયો

૧ ઈંકેડ, વજ તથા જુના જવાસાનું મુળ ઘસી પાઇયે તો અફીણુ ઉતરી જાય છે

૨ ખડઆહન (પોપટી) આને કેટલાક લોકો ઘોડા આહુન કહે છે. તેનો રશ કાહાડી અધોળને આશરે પાવામાં આવેતો માટીવત થઈ જાય છે. અનુભવ કરી શીદ્ધ કરેલ છે.

૩ મીઠુવાટી ભાંગરાના રશમાં પાવુ તો તે પણુ માટીવત કરે છે આ ચીજો ઉકાળી ને પણુ પાઇ શકાય છે. થંડુ કરી પાવું.

૪ ઘોડાવજ હિંગ સાથે પાણીમાં ઘસી પાવાથી અફીણુ ઉતરી જાય છે.

૫ રીંગણુંનો રશ (વંતાક) દુધ સાથે પાવાથી જાણે પીધુ જ નથી.

૬ કોરા કાગળ પાણીમાં ચોળી ગળીને પાઇયે તો ઉતરી જાય.

૭ ઉલ્ટીયો કરાવવી.

૮ રઈવાટી ગરમ પાણીમાં પાવી.

૯ મોટો માણુસ હોય તો ૦ા તોલો હીંગ એક શેર છાશમાં આપવી.

૧૦ કેટલાંક બૈરાં આત્મઘાત કરવા માટે પોતાના ગુહ્ય (યોની) ભાગમાં કાંકરો પેરે છે કે જેનો ઉતાર થઇ શકે નહી અથવા મળવો મુશ્કેલ પડે છે. ને તે માલુમ પણ મોડુ પડે છે તેને તેના ગુહ્ય ભાગમાં હીંગનો કાંકરો મુકવો અથવા પાણી કરી તેમાં રૂનાં પેલ કરી પેરાવવાં જેથી ઝેહેર તદન ઉતરી જશે ને જીવ બચી જશે.

૧૧. સ્રીયે અફીણુ પેર્યું હોય તેને વરંવાર ખડ આશાનનો રશ વારંવાર યોનીમાં દાખલ કરવો. તો અફીણુ માટીવત થઇ જશે. ને હુશીયાર થઇ બચી જશે.

## મોરથુથુ

વર્ણન—એના કાંકરા આસ્માની રંગના છે

ગુણ—ગુમડુ ફોડવાનું કામ કરે છે ચાંદાં ચાંદી ઉપર ચોપડવાથી રૂઝાઇ જાય છે, પણ અગન એટલી બધી થાય

છે કે સો વીંછીની સાથે વેદનાથી અધીક લાહ્ય બળે છે.

લક્ષણ–પેટમાં ગયા પછી, મોંહોડું તુરૂ થાય છે જીભમાં ચીરાડા પડે છે. દાંત કકડે છે. મોંહોમાંથી લાળ પડે છે. ઉલટી થવા જેવું થાય. શોષ પડે. ચુંક આવે છે ને જીવ જાય એવો મરડો થાય છે. ઝાહડો કાળા રંગનો થાય. શરીર ખેંચાય ને હાથ પગ ટુટે.

ઉપાય–સાકર ચવરાવવી. સાકરનું પાણી પાવું ઉલટી થશે ને નથાય તો ફરી ચવરાવવી. અથવાતો ગળામાં પીંછુ ઘાલવું

૨. ગુદામાં સાકરના પાણીની પીચકારી આપવી.

૩ મેંદાની ઝીણી શેવો ને ઓસાવી ને તેના પાણીમાં સાકર નાંખી પાવું ને પછી સાકર નાંખી ખવરાવવી.

૪. કદાપી પાછળથી ફુટી નીકળે તો શેવો ખાવીને એ પાણી શરીરે ચોવડવું. એમ ત્રણ અથવા પાંચ દીવસ કરવું તો ફુટેલું પણ મટી જશે

## જંગાલ.

વર્ણન–એ ત્રાંબાનો કાટ છે અથવા એમાં મોરથુથુ છે.

લક્ષણ–તમામ મોરથુથુનાં.

ઉપાય–તમામ–મોરથુથુનાજ કરવા.

## ઉપવિષો

ઉપવિષો કે જેઓ વ્યસન તરીકે વપરાય છે તેમજ પ્રાણહર ઓછાં છે.

## ગાંજો

વર્ણન—એ એક ઝેહરી ચલમમાં પીવાની [છોડ] ઝાડની કળીયો છે. માથે ચહડી જવાથી બેભાન પણુ, ગભરા મણુ, ને આંખે લાલી આવે છે—કોઇકનું મર્ણુ થાય છે.

ગુણુ—અફીણુ સાથે મેળવી—ઉધરસ તથા ઝાડાના રોગમાં વપરાય છે.

ઉપાય—સાકર તથા દહી ખવરાવવુ અને માથે ઠંડુ પાણી રેડવુ.

## ભાંગ

લક્ષણુ—વાટી ગાળી પીવાથી [ મશાલો નાંખવો ] અગર ખાવાથી વગર વ્યસનીને ગાંજાને મળતાં તમામ લક્ષણુ થાય છે ઉંઘ આવે છે. ઘેલો બને છે. રડે છે કોઇક ગાળો ભાંડે છે. અને એવું પણ થાય છે કે મને કોઇ આકાશમાંથી ફેંકી દે છે એટલે સુતો હોય ત્યાંથી કોઇ ચીજ પકડવા જાય છે.

ગુણુ—૧ ગાંજાની માફક ગોળીમાં વપરાય છે.

૨. રતવાની ગોળીયોમાં પણુ વાપરી શકાય.

ગાંજાની માફક દહી સાકર ચટાડવું

૩. ઘણીજ ચહડી ગઇ હોય તો અથવા તાળવુ ફાટે એમ થતું હોય તો માથે થંડુ પાણી રેડયા કરવું થંઠા પોતાં મુકવાં

૪ એળીયો વાલ ૪ રેવંચીનો શીરો વાલ ૨ [ગોળ) પાપડીયો ખારો ફુલાવેલો વાલ ૪ ત્રણેને વાટી. ગોળ દેશી ના પાણીમાં ઓગાળી પાઇ દેવું આ ઉપાય મારો અનુભવ કરેલો છે.

૫. નવટાંક આંબળાનું પાણી કરી. ગાળી તેમાં ગોળ નવટાંક ઓગાળી પાઇ દેવું

## તંબાકુ

લક્ષણ—આ એક શેહેલુ સસ્તુ વ્યસન છે. આ ત્રણ રીતથી વપરાય છે. ખાવામાં—પીવામાં ને શુંઘવામાં અને ત્રણે ને નડે છે જુદા જુદા પ્રકારથી અથવા સઘળાને સરખુ થાય છે. ખાનારને—ફેર ચડવા—વાધણી આવવી અથવા ઉલટી થવી એ વધારે થાય છે

ઉપાય—વાધણી આવે તેણે પીવું.

૨ ગોળ રૂ ૨ ભારનુ પાણી કરી પીવાથી ચકકર ઉલટી ને ઘેન એ બધું મટે છે.

૩ શ્વાદ લાગવાથી. બીયાં ખાય તેને પણ ઉલટી થાય તેને ગોળના ઉપાયથી મટે છે

## બેહેડાં

છાલમાં ઝેહેર નથી, બીજમાં છે.

મીઠી લાગવાથી ખાય છે તેને ગોળો ચહડે એવું થાય છે.

ઉપાય–અફીણ અથવા તમાકુમાં બતાવેલા કરવા.

## કણેર

વર્ણન–આખા ઝાહાડમાં ઝેહેર છે પણ મુળમાં ઝેહેર વધારે છે.

લક્ષણ–કોઇપણ ભાગ ખાધામાં આવે તો ઘહેન ચડે છે. બેશુદ્ધી થાય છે, શ્વાસોશ્વાસ બંધ થાય છે આખર મૃત્યુ થાય છે.

ઉપાય–૧ હરેક રીતે ઉલટી કરાવવી.

૨. દુધ–સાકર પાયાં કરવી.

૩ ભુરા કોહોળાનો રશ ને સાકર પાવી.

## ચનોઠી

વર્ણન–બહુ ખાવામાં આવે તોજ ઝેહેર જેવું દેખાય બાકી ઝેહેરી નથી.

લક્ષણ–કોકનેજ ઉલટી ઝાહાડો થાય છે ને તેને માટે એટલે જુલાબ ખાતર બહુ લોકો ખાય છે. પણ એનાથી થતો નથી, નથી થતો એવી બુમો પાડતા બહુ લોકો મારી પાશે આવી ગયા છે.

ગુણ–એનુ તેલ કહાડી ચોપડવાથી સખતમાં સખત થયેલી કંઠમાળ થોડા દિવસમાં મટી જાય છે અનુભવ સીદ્ધ છે.

**ઉપાય–કદી કોઇને ઝાડો કે ઉલ્ટી થાય તો સાકરનું પાણી પાવું**

---

## સમુદ્રશોષનાં બી, ખોરાસાની અજમો

લક્ષણ—ઘણું ખરૂં બન્નેનાં સરખાં છે લેહેરો, ચકકર બકબકાટ, રોવું વીગેરે ભાંગના લક્ષણ થાય છે.

ઉપાય. ભાંગનાજ કરવા તેમાં રૂ ૦ાા ભાર સુંઠ વધારા ખાતે નાંખવી.

## રશકપુર

વર્ણન–એમાં તર્ત મૃત્યુ જેવું નથી પણ શરીર બગાડવું એ મોટો દુર્ગણ છે.

લક્ષણ—મોહોડું, ગળું, તથા અન્ન નામની ચામડીને બાળે છે, લાહ્ય બળે છે, ગળામાં ચાંદા પડે છે, પાણી પણ ઉતરતુ નથી. મોંમાંથી લાળ ગળી ઉલ્ટી થાય તેમાં લોહી દેખાય છે.

ગુણ–વિસ્ફોટકાદિ રોગ મટાડવામાં બહુ જ કુશળ છે પણ અનુભવી વૈદ્યથી કામ કરાવવું.

ઉપાય–ત્રીફળાના કોગળા કરાવવા તથા પાવું(૨)ભુરા કોળાનો રશ કાહાડી શાકર નાંખી કોગળા કરાવવા તથા પાવું.

## આકડો તથા થોર

**લક્ષણ**—બંને રેચક છે દાહ કરે છે

**ગુણ**–ગુમડાં ફોડવા માટે અકસીર છે એક ટીપું મુકી ઉપર પોટીશ બાંધે તો તરત ફોડી નાંખે છે. થોરનું દુધ ચોપડી ઉપર ઢેખાળો ઘસે તો વા મટી જાય છે.

**ઉપાય**–સાકરનું પાણી પાવુ ને એજ પાયા કરવું એ ઉત્તમોતમ છે.

## માજમ

**લક્ષણ**–ભાંગના અથવા ગાંજાના બધાં લક્ષણ થાય છે.

**ગુણ**–વિંછીની વેદના સહન ન થતી હોય તે વખતે માપસર લીધાથી ઘેહેન આવી વેદના ઓછી થાય છે.

**ઉપાય**–વધારે થઇ ગયું હોય તો ગાંજો તાથા ભાંગના ઉપાય કરવા

## દારૂ

**લક્ષણ**–નાચવુ કુદવુ વધારે વધારે બકવુ ને ગાંડાં કાહાડવાં. મૃત્યુ દાયક નથી.

**ગુણ**–વાગી લોહી નીકળે તેને પાટો બાંધે છે, કચ્ચર થયો હોય તેને ચોળવાના કામમાં વપરાય છે

**ઉપાય**–તમાકુ જેવા કરવા. કોઈને મારના ભયથી ઉતરી જાય છે. આ વ્યસન ઘણુ જ ખરાબમાં ખરાબ છે તોપણ મુર્ખ લોકો છોડતા નથી. સરાબ સબશે ખરાબ.

## ભાગ ૧ લો સમાપ્ત

# ભાગ ૨ જો

## જંગમ વિષના પ્રકાર

તેમાં તાત્કાલીક પ્રાણુહર વિષ સાપનું છે. હિંદુ શાસ્ત્રમાં જુના વખતમાં નાગની જાતનાં નવકુળ ગણેલાં છે. અત્યારે નવા સુધારકો કેટલીક રીતે જુદાં નામ આપે છે વળી એ જીવોની ઉત્પતિ માટે એક જુની કહેવત છે કે વશે વિંછી. વિષે સાપ. એટલે એકંદરે એ જીવોની એટલી ઉત્પતી હોય છે.

**દર્વાકર** કરડે છે– તે જગ્યા કાળી થઇજા.

**નવાં નામ વર્ણન**–જાય છે ને સર્વવાયુનાં લક્ષણુ થાય છે. લેહેરો આવે ને ઝેહેર આખા શરિરમાં ફરી વળી કાળાશ થાય, ગોટલા શોજો ચહડે, જયાં કરડયો હોય ત્યાંથી ઝરે આખર મૃત્યુ **મંડળીક** એટલે કાબરચીત્રો. **લેહી** એની જયાં દાઢ બેસે ત્યાં નરમ શોજો શરીર પીળુ થાય સોજો પ્રસરે છે આખર મૃત્યુ. **રાજીલ** અથવા **રાજમાન.** કરડે છે તે જગ્યા પર સોજો આવી જગ્યા ઠીકરા જેવી થઇ જાય છે. લોહી ફીકું થાય છે નાક આંખ ને મોંમાંથી પાણી ઝરે છે ગુદા અટકાઇ જાય છે, નાગની જાતનાં તમામ લક્ષણુ થાય સર્વે સાપનાં ઝહેરવાળાને લેહેરો આવવી જોઇએ એ સીદ્ધ સમજવું લહેરો ન આવે તેને મુત્યુ તર્ત થાય છે.

| જાતો | કરડવુ | ઝેહેરની અસર |
|---|---|---|
| પૈડવાં ડેડાં } પાણીમાં રહે છે | મુખથી. | પેટમાં ગુચળાં વળે છે ઉલટી પણ થાયછે કોકને. |
| ચાકરળ | જવલેજ | |
| તણછ તક્ષક } | મુખથી | તર્ત મૃત્યુ વળતા નથી |
| ધમણ અથવા ચીત્રો } | કરડે પણ ફુંકથી પણ | કોહો લાગ્યા પેઠે થાય છે |
| નાગ | કરડવુ | લહેરો આવવી પાછળલહે |
| લાલસાપ | ,, | રોમાં વર્ણન આવી ગયું છે |
| ઘુઘરીયો | ,,એનિતો જવાળા | |
| મણીધર | ,,પણ ઝેરી છે | તર્તમૃત્યુ |

## ઝેહેરની પરીક્ષા

શુ કરડયું અથવા કોણે ડંખ માર્યો એ ખબર ન પડે તો શું કરવું ?

**પરીક્ષા**–ઝેહેર ન હોય તો ખબર ન પડે તો સર્વથી પેહેલી પરીક્ષા પાણીથી કરવી આંખોમાં છાંટવુ માથે રેડવુ તે ખુબ થંડુ લાગશે એટલે તરત લેહેર આવશે. અમળાશે ડોળા કાહાડશે ને વખતે બરબડશે પણ ખરૂં, આ મારા પોતાના અનુભવની વાત છે તેમજ સાપના કરડવાળાને માથામાં ડાંગ મારે તેમ થાય છે કરડે તેજ વખતે.

૨ નાગરવેલનું પાન ડંખપર ઘસવુ તો તે જગ્યા કાળી કાળી પડશે.

૩ કાળી માટી ખવરાવવી તીખી લાગે તો સાપનો, ખારી લાગે તો ચાકરણુનો ને મીઠી લાગે તો ઉંદરનો

૪ કરમદાનું તાજુમુળીયું નવટાંક પાણીમાં ઘસી પાવું શરીરમાં ઝેહેર હશેતો ઉલ્ટી નહિ થાય ને ઝેરી જનાવર કરડેલુ હશે તો ઉલ્ટી થશે

૫ જો સર્પનોજ વહેમ હોય ને લહેર પાણી છાંટવાથી પણ આવે નહિ તો લાલ મરચાં ખવરાવવાં જો તીખાં ન લાગેતો સાપનો જ કરડ છે. એમ નક્કી જાણવુ તેમ જરા રાઇ મીઠુ ચવરાવવુ જો ખારૂ લાગેતો જાણવુ કે સાપનો ડંખ નથી ને સ્વાદ બીજો લાગે તો સાપનો ડંખ છે એમ જાણવું

૬ લીબડો ચરાવવો જો કડવો ન લાગે તો જાણવું કે સાપ ડંશ છે. કડવો લાગે તો જાણવુ કે સાપ ડંખ નથી.

## સર્પના ઝેહેરની
## સુચના તથા ઉપાય

ઝેહેર ચુસી નાંખવુ પણ જેના મોહોમાં ચાંદી ન હોય અથવા ચીરા ફાટેલી ન હોય, અવાળુ પણ ન હોય દાંત શળેલો ન હોય તેવા માણસે સાવચેતીથી ચુશીચુશી થુકી નાંખવુ થુક ગળવું નહી ચુસનારે ચુશી રહ્યા પછી કોગળા કરી નાંખવા

૨ કરડેલી જગાની આગળપાછળ બબે તસુને અંતરે દોરાથી ખેચી બાંધવુ અને અસ્ત્રાથી અથવા ચપ્પુથી ડંખ

વાળી જગા ખોતરીને ડાહામી દેવા અથવાતો એમને એમ ડાહામવી.

૩ હાથ અથવા પગનાં આંગળાંમાં ડંખ હોય તો એકદમ ડંખતાની સાથે કાપી નાંખવાં તો ઝેહેર નહી ચહડે કાપતાં ખબર પડતી નથી. ( કારણ કે બેહેરાશ થાય છે. ) પણ પેલી દોરી બાંધવી એ ભુલવુ નજ જોઇએ.

૪ કડવા લીબડાની લીબોળીયોનાં બીજ,મરી તથા સીંધવ દરેક ૦ાા તોલો લઇ ઘી સાથે ચટાડવાથી ઝેહેર ઉતરી જાયછે.

૫ બીજોરાનાં બીયાં તે નમળે તો ખાટા લીંબુનાં બીયાં તોલા ૦ાા ખાંડી ફાકી ભરાવવી અથવા એક તોલો ખખળતા પાણીમાં પલાળી ટાઢુ થયા પછી ગાળી પાઇ દેવું આ દવા સર્વે જાતના ઝેહેરી જનાવરના ડંખપર અકસીર અશરકરનાર રામબાણ છે.

૬ સાપ કરડે કે તરત માથામાં ડાંગ મારે એવું થાય છે પણ સો ચપટી વગાડીયે ત્યાં સુધી સ્થીર રહે છે માટે દોરો તરત બાંધવો ને જો દોરો બાંધ્યો હોય તોજ કાપવાની વાત કરવી પછીથી નહીં.

૭ ફણાધારી સાપ કરડયો એ જો જોયું હોય તો નગોડનાં મુળ, ગરણીનાં મુળ, ને ધોળી રીંગણનાં મુળ.સરવે વાટીનેપાવાં.

૮ ગમે તે જાતનો સાપ કરડયો હોય તો નોળવેલ તથા કમળનું કેશર વાટીને લેપ કરવો અથવા તાંદળજો, ધોળો અંઘેડો, ગોકરણી, બીજોરૂં તથા સાકર એ અઉષધોનુ પાન,

અંજન તથા નશ્ય આપવુ તો સર્વે જાતના સાપનું વિષ ઉતરે છે.

૯ વાંઝણી કંકોડી, દ્રાક્ષ, નેપાળો, ધોળી રીંગણી તથા આસોંદ એ સર્વે સમાન ભાગ તુલસીપત્ર, કોઠુ, તથા બીલુ એ ઉપલાંથી અર્ધભાગ તેમાં પાણી મેળવવું પછીથી મદ નાંખવુ આ ઔષધ પાન કરવાથી મોટા મોટા નાગોનું વિષ ઉતરી જાય છે.

૧૦ ફટકડીને સાકર ફકાવવી

૧૧ સોવરસનો જુનો કપાસ થઈ ગયો હોય તેનુ મુળ મળવા શંભવ નથી પણ દશ ઉપરાંત જેમ જુનુ મળે તેમ વધારે સારૂ તે ઘશી પાવાથી જેમ ઈશ્વર ભજનથી પાપનો નાશ થાય છે તેમ આ ઉપાયથી સર્પ ઝેહેરનો નાશ થાયછે.

૧૨ સર્પનો મોહોરો દબાવે ઝેહેર ચુસી લે છે

૧૩ મોરથુથુ વજ ને મીંઢળ (બીયાં) ગાયના મુત્રમાં પાવાથી ઉલ્ટી થઇ ઝેહેર નીકળી જાય છે.

૧૪. મરી ઘીમા પાવાથી ઝેહેર ઉતરે છે.

૧૫. સંદેસરાની જડ પાણી ટાંક ૫માં પાવાથી ઉતરે છે

૧૬. કઅેરકંદ. ( કાબરનું મુળ ) છુંદી રશ કહાડી પીવાથી મટે છે.

૧૭. પીલુડી તથા-કાંચકીની જડ લીંબુના રસમાં ઘસી પાયતો ઉતરે.

૧૮. *ધોળી સાટોડીનું મુળ ઘસી પાયતો ઝેહેર ઉતરે છે.

---

* સાટોડીની ભાજી બાફી વધારી ખાવાથી પાચનશક્તિનો પણ વધારો કરે છે, અનુભવસિદ્ધ છે.

૧૯ ગળો પાવી ને ગળોના કકડાનો હાર કરી ગળામાં નાંખે તો પાછલ રહેલુ ઝેહેર ઉતરી જાય છે.

૨૦ વજ, ચોળ ( મજીઠ ) સુઠ પારોસીન્ધવને હરડે સમ ભાગ કરી નાશ આપે તો સર્પ વિષ તદન મટે છે.

૨૧ સમુદ્રફળ નાળીએરના પાણીમાં ..સી પીયે અથવા લીંબડાના રશમાં ઘ... નવ વાલ પાયતો ઝેર મટી જાય છે

૨૨. નેપાળાની મીંજ્ને કાહાડી લીંબુના રશની એકવીશ ભાવના દેઇ તેની જવ જવ જેવડી ગોળી વાળવી તે ગોળી હરેક માણસના મુખની લાળમાં ઘસી આંખે આંજે તો સર્પનુ ચહડેલુ ઝેહેર પણ ઉતરે અને મરણતોલ થયેલું માણુસ ઉઠીને બેઠું થઇ જાય છે.

૨૩. વેવનું મુળ ઘશી પાવાથી ઉતરી જાય છે ને કરડે કે તરત પાય તો ચહડતુ પણ નથી.

૨૪. હિંગ ને આકડાનુ દુધ. તથા કળી ચુનામાં પાણીમાં કાલવી ચોપડે તો દાજયાની પેઠે ઝેહેર નિકળી જાય છે.

૨૫. સહદેવીની જડ ઘસી આંખે આજે તો નોળને દેખી સરપ નાસી જાય છે તેવી રીતે ઝેહેર ઉતરી જાય છે.

૨૬. કેશર અજમો ને કૌચાંનાં મીજ સરખે વજને લેઇ પાનના રશમાં ગોળી વાળવી તે ગોળી પાનના રસમાં ચોપડવાથી નદીનું પુર ઉતરી જાય તેવી રીતે ઉતરી જાય છે.

૨૭. માણુસનું મુત્ર પાવાથી ઉતરી જાય છે. જેમ પેહેરેલુ વસ્ત્ર ઉતારીયે તેમ.

૨૮. બોરના જાળામાં વેલા લાગે છે. તેનાં પાન ટંડુરીના પાન સરખાં થાય છે. એને ફળ મરચાં જેવાં લાગે છે, ને તે વેલાનુ મુળ કંકોડીના મુળ જેવુ થાય છે. તે લાવી ટાં-૦ાા—વાટી પાઇયે અથવા ચવરાવીયે-તે રશગળી જાય તો સરપ વીખ ઉતરે છે.

૨૯. જેને સરપ કરડયો હોય તેને તે જગ્યાએ વછનાગ ઘસીને ચોપડવો ને હાથ પગના નખ સારી રીતે ભરવા ને હથેળોમા આંકા કરવા એ કર્યા પછી ફટકડી ફકાવવી તો ઉતરી જાય છે. એમ એક અનુભવી પુસ્તકમાં લખેલું હતું. અનુભવ કર્યો નથા. જોખમકારી છે.

૩૦. ડંખપર માખણુ માલીસ કર્યા કરવું ને માથે થંડુ પાણી રેડયા કરવું તો તરત ઉતરી જશે.

૩૧. લસણુ પાણીમાં વાટી ચોપડવું.

૩૨. મુળાનો રશ પણુ ચોપડી શારી રીતે માળીસ કરવાથી ઉતરી જાય.

આ પ્રમાણે સરપ કરડયાના ઉપાયો છે. તે ઉપાયો અવસ્ય કરી મંત્રથી ઉતારનારાઓ એ કરવા એવી મારી ખાસ ભલામણુ છે. ને એથી એમને ઘણો સારો જશ મળશે. બુદ્ધિ બળથી, મંત્રથી, થંડા જળથી ને થંડા ઉપાયો સાથે મંત્રનો ઉપયોગ કરવો એ રીતથી સારૂ થઈ જશે.

# વિંછી

## વિછીની ઉત્પતિતા–

### પિછાન

ગાયનું છાણ અથવા ઘોડાની લાદ એમાં દહીં મેળવી એક લોટામાં ભરી મુકી દશ અથવા પંદર દિવશ રાખી મુકશો તો એમાં હજારો વિંછી બની જશે—તે તરતનામાં ઝેહેર ઓછું હોય છે પણ એમાં થોડો સોમલ અથવા વછનાગ નાંખ્યો હોય તો ઘણા ઝેહેરી થાય છે, અથવા બીજાં સડેલાં પ્રાણીથી અથવા સડેલા એવા સર્પમાંથી પણ ઉત્પન થાય છે, તેમનો ક્રમ એવો પણ છે કે. મંદ વિષ-વાળા. મધ્ય વિષના અને મહા વિષ વાળા. તેમાં મંદ વિષ વાળા-પીળા-ધોળા ને ભુંખરા તથા–કાબર ચીત્રા પણ હોય છે.

મધ્યવિષ વાળા–ધુસરા પેટ વાળા–રાતા–પીળા ગૌરવર્ણા ચીત્ર વાળા–તથા–લોહી સરખી કાંતિ વાળા હોય છે.

અધીક–વિષ વાળા–લીલા કાચ જેવા થાય છે તેમજ રાતા ધોળાને કાળા થાય છે તેમજ એમને એક અથવા બે કાંટા હોય છે મારી જાતે બે કાંટા જોયા છે.

જંગલમાં પથ્થરીયો–અથવા ઠાકરીયો વિંછી થાય છે જેનો ડંખ ઘણોજ ઝેહેરી હોય છે, તેનો ડંખેલ –માણુસ અથવા–હાથી જેવું જનાવર પણ ભાગ્યેજ બચી શકે છે. કારણ–તેની વેદના અસહ્ય છે માટે મુખથી વિંછી ભાગ્યેજ કરડે છે ને કરડે તો ઝેહેર ઘણુંજ ચડે છે:

## ઝેહેરનાં લક્ષણ.

લક્ષણ, ઝેહેર–તીક્ષણ–અગ્નીની પેઠે બળતરા ઉપજાવે છે. એકદમ આખા શરીરમાં દાખલ થઇ પાછુ ડંખમાં કાયમ થાય છે. તેથી ડંખની જગ્યાએ ઘણીજ વેદનાં થાય છે. જગ્યા–કાળી પડે છે–ને હમણાં ફાટશે એવી પીડા થાય છે—મહા વીષ વાળાના ડંખેલા પ્રાણીઓ–અવાચક થાય છે–મુરછા આવે છે ને વ્હીવલ થઇ જાય છે,

૧ જે ચહડા નથી તેનું પરીમાણ

લક્ષણ–વીંછી જનાવરને પોતાના આગલા બે ચીપીયાથી પકડી તેના ઉપર તેનો જીવાત્મા જતા સુધી ફેરવ ફેરવ કરે છે તે પછી પ્રાણીને તે ખાય છે. એટલે ડંખને ઘસારો ઘણો લાગવાથી ખુજલી ઓછી થઇ જઇ તેથી ઝેહેર ઝાઝું ચહડતું નથી ને પીડા ઓછી થાય છેઃ

## વીંછીનાં અસાધ્ય લક્ષણ

૧ મુખવડે તથા માહાવિષવાળાએ કરડેલા મનુષ્યનું કાળજુ ધડકે છે. જીભ ટુંકી થાય છે શ્વાંસ–બધ થઇ જાય છે. આખું શરીર કોઇ સાણુસીથી ખેંચતુ હોય તેમ થાય છે આ લક્ષણો થાયતો તેને અસાધ્ય જાણવો.

---

* એક માણસને મેં જાતે જોયેલો છે તેની હકીકત–કે વીંછી પકડી તેની પુંછડી દબાવી ડંખને નળીઆંના કકડાથી ઘસી નાંખ્યો અથવા ચપ્પુથી, એટલે ડંખ મારવાની શક્તિ ઓછી થવાથી શરીર પર ફેરવી શકતો હતો.

૨ કોઇ કોઇ ( જવલ્લે ] એકદમ–ફણીધરે કરડેલા મનુષ્યની પેઠે–અસાધ્ય થઇ જાય છે.

## વિંછીંના ઝેહેરના ઉપાયો

૧ કેટલાએક લોકો મંત્ર સાધનથી ઉતારે છે–અને તેમાં પણ જુદી જુદી રીતથી લોકો ફાકો રાખી ઉતારે છે.

એનો અર્થ એટલોજ છે કે એ ઝેહેર લોહી સાથે મળી અમુક હદ સુધી જાય છે. હાથે અથવા આંગળીયે ડંખ માર્યો હોય તો બગલ સુધીનો, પગનો જાંઘ સુધી જાય છે અને છાતી બરડો કે પેટે ડંખ હોયતો તે ફરતો ચારથી છ આંગળ સુધી આજુ બાજુ પીડા કરે છે.

૧ વીંછીયે ડંખ માર્યો કે તન્ત–ઔષધ કે મંત્રથી ઉતરતો નથી. ડંખ માર્યા પછી પાંચ–સાત મીનીટ કે એની હદ સુધી ચહડયા પછીજ ઔષધ અગર મંત્રનો ઉપયોગ થઈ શકે છે–અને જે ડંખમાંજ રેહે છે તેને પણ એટલે ઝેહેર ફરા વળતુ નથી તેને પણ સાધારણ દવા કામ કરતી નથી તેને ધુણી સારૂં કામ કરશે.

લીકર એમોનીયા જે–( કળીચુનોને નવસાર ભેગાં કરવાથી થાય છે. ) મુઠીમાં તૈયાર કરી મુઠીદાબી રાખી યુકિત પુર્વક સુઘાડવુ એટલે તરત ડંખમાં આવશે.

૩ લીંબુનો રશ જયાંસુધી ચહડયો હોય ત્યાંથી આંકા કરી ઉતારવાની પેઠે હાથ ફેરવવો તો એકદમ ચાર આંગળ પાછો હઠે છે ને અંતે ડંખમાં આવે છે. આગળ જે પાછું

હઠાવવાના ને ડંખમાં લાવવાના ઉપાયો બતાવ્યા છે તે સઘળા ઉપાયો એમાં બતાવ્યા પ્રમાણે કરવા એટલે ડંખમાં આવશે—ને પ્રસરેલુ ઝેહેર ઉતારતાં વાર લાગતી નથી પણ દોરી બાંધી આગળ વધતાં અટકાવેલું ઝેહેર મટતાં વાર ઘણી લાગે છે.

૪. ધંતુરાના રશના } આ દરેકના ઉતારવાની
૫. ચણાના ખારના } મીશાલે
૬. મધુરા મધુરીના } આંકા કરી ઉતારવો.

૭. તેલ મશાળી ઉતારવો તો ડંખ ક્યાં માર્યો છે. તે પણ ખબર પડતી નથી તેવો ઉતરી જાય છે.

૮ ખરજ તેલ ચોપડી ઉતાર્યા પછી ડંખ પર માલીસ કરી સેક કરવો. તો ક્યાં કરડયો છે તે પણ માલુમ પડતુ નથી.

## ડંખમાં આવ્યા પછી ચોપડવાના

૯. રાયણના ઠળીચાની મીજટાંક—૩ પીલુડીનાં બીયાં ટાંક ૩ કુષ્ટ (ઉપલેટ) ટાક ૩. અર્ક દુધ ટાંક—૪ અને વાઘ મુત્રમાં—ન મળેતો ચાલે આ મેળવી ગોળીયો બોર જેવડી વાળવી તે રાખી મુકવી ને ગોળી ડુંગલીના રસમાં ઘસી ચોપડવી.

૧૦. અરડુશાનું મુળ તથા—દુધેલીનું મુળ ઘસી લેપ કરવો.

૧૧. પીત પાષડો ચકતીયો. કચ્ચાંની મીજ હીંગ તથા વછનાગ આકડાના દુધમાં ગોળી વાળી મુકવી પાણીમાં ઘસી ચોપડવી.

૧૨ હીગ એકલી પણ પાણીમાં ઘસી ચોપડવી,

૧૩ આકમુળ ધંતુરમુળ પાણીમાં ઘસી ચોપડે સમુળો જાય છે.

૧૪ વાંઝણી કંકોડીનુ મુળ પાણીમાં ઘસી પાવું તથા લેપ કરવો તો વીંછી તો શું પણ સાપ ઉંદર મીંદડુ ઈત્યાદિનું પણ ઝેર મટી જાય છે.

૧૫ પલાશ પાપડાના બીજ વાટી અર્કદુધના પુટ સાત આપવા છેવટે ગોળી વાળવી તે ગોળી લઘનીત (પેશાબ) સાથે ઘસી લગાડે તો તરત ઉતરે છે.

૧૬ કચ્ચાંની મીજ ઘસી ચોપડે મટી જાય છે જેમ પ્રભુ દર્શનથી પાપ મટી જાય તેમ-

## પ્રભુ સ્તુતિ.

દુઃખથી દિલદે દાર બગડી થાયે દિનતા
દયાકરી દાતાર, છોડાવો આ દુખથી
શા કિધા અપરાધ ડંખ આ અરિયે કર્યો
થયા હશે અગાધ, તોપણ માફ પ્રભુ કરો.

આ હવે પછીના ઉપાયો ફકત ડંખ ઉપરજ ચોપડવાના છે. પણ જ્યારે ચડેલુ વિષ ડંખમાં આવે ત્યારે ઝટ ગુણ આપે છે. નહિ તો વિલંબ કરે છે. માટે ડંખમાં લાવવાના પેલાં બતાવેલા ઉપાયો કરવા.

## મંત્રથી ઉતારવા

તે ન આવડતો હોય તેણે સુંઘાડવા વીગેરે બતાવેલા ઉપાયો કરવા

૧ પેઇનકિલર ચોપડવું તો એમને એમ ઉતરે અથવા ચોપડી દીવો ધરવો તો ભડકો થશે ને ડંખનું ઝેહેર બળી જશે દઝાવાશે નહી.

૨ દારૂ ચોપડવો ન ઉતરે તો ઉપર પ્રમાણે દીવો ધરવો તો ઉતરે છે અથવા જલદદારૂમાં ખાવાનું મીઠુ રૂ ૪ા ભાર ઓગાળી તેમાં લુગડુ બોળી ડંખપર મુકવું તે ઉપર મીશ્રણના ટીપાં પાડવાં જો આંગલીયે કરડયો હોય તો આંગળી બોળી રાખવી.

૩ મીઠુ ઘસવાથી પણ ઉતરે છે.

૪ આંબલીનો કચુકો અથવા કૌચુ એક બાજુથી ઘસી ખુબ ઉનુ થાય એટણે ઘસેલો બાજુ ડંખ પર દાબી દેવી તે જ્યારે ઝેર ચુશી રહેશે ત્યારે ઉખડી જશે.

૫ મીઠુ ચાવી કાનમાં મીઠાની ફુંક મારવી. જમણી બાજુ હોય તો ડાહાબી ને ડાહાબી બાજુ હોય તો જમણા કાનમાં ફુંક મારવી.

૬ કોહોળાનું ડીટું
૭ ડુગળી
૮ આકડાનું મુળ
૯ વેવનું મુળ
૧૦ ગલબાની ગાંઠ

} આ બધાં ઘશી ચોપડવાથી મટે છે જેને જે સુગમ પડે તે કરવું

૧૧ નેપાળનાં મીંજ
૧૨ જુનાકપાસનું મુળ
૧૩ થોરનુ મુળ
૧૪ શાટોડીનું મુળ
૧૫ ગરોળીની ધોળી હગાર
૧૬ પલાશ પાપડો એકલો
૧૭ હાડીયા કરસણનુ મુળ

આ બધાં ૬ થી તે ૧૭ સુધીનાં પાણીમાં ઘસી ચોપડવાં જેને જે સમયે જે હાજર મળે તેનો ઉપયોગ કરવો.

## વીંછીના ઝેહેરને ધુંણી આપવાના પ્રયોગો

૧ હળદર તેલને મીઠાનો ધુપ દેવો.

૨ ગંધક આંબલસારો એની ધુણીથી જેમ બીલાડીને દેખી ઊંદર નાશી જાય છે તેમ આ ધુણીથી ઝેહેર મટી જાય છે અનુભવ સીધ કરેલુ છે.

૩ સંદેસરાના મુળની છાલની ધુણી દેવી.

૪ માણુસના માથાના વાળ સરસવ ને જુનો ગોળ એની ધુણીથી ડંખમાંથી જાય.

## વીંછીનું ઝેહેર ઉતારવા
## આંખમાં આંજવાના પ્રયોગો

૧ મીઠુ અડધા ચોખાપુર આંખમાં આંજવાથી મટે છે.

૨ લાલદીવાસળી પાણીમાં ઘસી તે પાણી છાંટવુ.

૩ તમાકુ ચાવી લુગડામાં ઘાલી ટીપુ પાડવુ.

૪ તુવેરની દાળ લીંબુના રશમાં ઘસી અંજન કરવાથિ દાહ શાંત થઇ જાય છે.

## વીંછીના ઝહેર વાળાને સુંઘાડવાની

૧ આમોનીયાને સુઘાડવુ પેલું બતાવ્યું છે.

૨ આકડાના મુળની છાલ કપડ છાણ કરેલી બેજ ચપટી સુંઘાડવી વધારે નહી કારણ છીંકો ઘણી આવે છે, પણ વીછીનું ઝહેર ઉતરી જાય છે.

૩ અરીઠા પાણીમાં ઘસી સુંઘાડવો,

૪ માથે ઘાલેલી પાઘડી ઘણા વખત રહેલી એવી અગર ટોપી ફાળીયું કે પટકો એકદમ જોરથી સુઘવુંતો એ હવાથી મટે છે,

૫ કોઇની બગલ જોસ ભેર સુંઘવી તોપણ મટે.

## ખવરાવવાની

૧ સોપારી ખાંડેલી અથવા જીણી ચુરાં ખવરાવવી.

૨ ધોળી સાટોડીનું મુલ ચવરાવે } આ બન્ને રવીવારે
૩ જુના કપાસનું મુળ ચવરાવવુને } લાવી મુકવાં.

રશ ગળવો તો મટે છે

૪ ડંખમાં આવ્યા પછી પણ કઇ કંઇ ઝબકાર રહે છે માટે ઘી તથા શાકર અધોળ અધોળ ભેગુ કરી ચટાડવું તો ઉંઘ સારી આવશે.

આ ઉપાયો શરીર વયને સહન શકિત જોઇ કરવા.

૫ ભાંગ ખવરાવવી અથવા માજન ખવરાવવી સંભાળી કામ કરવું.

## ચલમથી ધુમાડો પીવાની

૧ હલદરને બોરડીનાં પાન ભેગાં મેળવી ચલમમાં પીવાથી ડંખમાં પણ રહેતો નથી.

૨ બાજરી ચલમમાં મુકી ધુમાડો પીવાથી મટે છે.

૩ પાવો અથવા ન પીવો એ દરદીની શક્તિ પર છે માટે વિચારી કામ કરવું

## ચિત્રો (ચીતળો)

**વર્ણન**-લોક કહેવત છે કે એ ફુકે છે, ને તેથી કોહો વાય છે. અથવા કરડે તો પણ કોહોવાટજ થાય છે.

### ઉપાય

૧ ગલજીભીનો રશ ત્રણ તોલા ને ઘી અઢી તોલા મેળવી પીવું.

૨ મરવાનો રશ તોલા ૨ ને સાકર તોલા એક નાંખી પીવુ તો કોહોવાટ મટી જાય છે.

૩ જ્યાં કોહાવાટ લાગ્યો હોય ત્યાં ખાટખટુંબાની ગાંઠ ઘસી ચોપડો તો કોહોવાટ મટે.

૪ ખરજ તેલની પટી બનાવી દિવસમાં ત્રણવાર મુકવાથી ઝટ મટી આરામ થાય છે પટી બદલતાં ધોવુ અનુભવ સીદ્ધ છે.

૫ ભુરા કોહોલાના રસ ને સાકર પાવાથી પણ મટી સારી રીતનો આરામ થાય છે.

૬ ઘોડાવજ ઝેરી ટોપરૂને લોઢાનો કાટ એ ચોપડવાથી મટી જાય છે.

## ઉંદરના ઝેરના ઉપાય.

ઉંદર કાળા. ધોળા, ભુખરા, ચપડા, છછુંદર કોહોળ, વીગેરે મળી અઢાર જાતના થાય છે, ઉંદરને, સોમલ, વછનાગ કે ધંતુરાના બી વીગેરે ઝહેરો ખાવામાં આવે તો તેમને કેફની પેઠે ચહડે છે ખરાં, પણ જો તેમને પાણી મળેતો તે મરતા નથી એવી એમનામાં પ્રભુએ શકિત મુકેલી છે.

### ઝહેરનાં લક્ષણ

ઉદરને વિર્યશ્રાવ ઘણો હોય છે. જેથી એનું શરીર પણ વિર્યવાળુ હોય છે, અને તેવું શરીર જેના શરીરને અટકી જાય છે અથવા તેનું વીર્ય જેના શરીર પર પડે છે ત્યાં પ્રથમ ધોળાશ થઇ પછી ગાંઠ બંધાય છે ને સોજો સડો કે ચકરડાં થાય છે. પછીથી, ભ્રમ અરૂચી ટાઢીયો તાવ, સાંધા, ફેફશાં વીગેરેમાં સણકા તથા દુખાવો થાય છે ને મુરછા પણ થાય છે, આવું ઘણાં વરસ પછીથી થાય છે તરસ વધે છે. ને ઝહેર વખતો વખત કોપે છે.

### અસાધ્ય લક્ષણ

જેને ઘડી ઘડી મુરછા આવે, શરીરે ઉંદરના જેવોજ સોજો આવે. પરસેવો થાય, આખા શરીર પર લાલ રંગની ગાંઠો બાઝે તો તેને અસાધ્ય જાણવો, મટવું એ પ્રભુને હાથ છે.

**ઊપાય**—ઉંદર કરડયો હોય, અથવા શરીર પર થઇ જતો રહે, ને લક્ષણુ પછીથી માલમ પડે તો તેણે પ્રથમતો ઉંદરનીજ લીંડીયો વાટી, સારી ઝીણી પાણી મેળવી ચોપડવી જેથી એનુ ઝહેર આગળ વધી શકતુ નથી.

૨ ખાટ ખટુંબાની ગાંઠ પાણીમાં ઘસી તેમાં વાટેલી ફુટકડી નાંખી ચોપડવું તો જરૂર મટી જશે.

૩ એક માસ સુધી, કાચ એળીયો રોજ બબે વાલ ગળાવવો તો ઝહેર મટી જાય છે.

૪. બીલાડીનું હાડકુ અથવા દાંત મળેતો ઘશીને ચોપડવો તો મટે છે–( કેમકે એની માશી છે )

૫. વંઝા કેળના રસમાં કેરડાના મુળની માટી નાંખી ચોપડવી તો મટી જાય છે.

૬ ઉંદર કરણીના પાન તોલો ૧ કડવી નઇનો ભુકો અથવા લીલો કંદ ૫ વાલ ઝહેરી ટોપરૂ ૫ વાલ સરપંખાનાં પાન તોલા ૧ કાળાંમરી તોલા ૦। આ બધાં વાટી પાશેર પાણીમાં ગાળી લુગડે ગળવુ તે રોજ પાવું તાજુ કરવું ને પાવુ તો ઝહેર ઉતરી જાય છે.

૭ ઉંદર કરડયો માલમ પડે કે તરત ડાહામ દેવો ને તે પાકી જાય તેમ કરવું અને તેને રોજ* વગળના પાણી

* વંઝા કેળને કેળાં બેસતાં નથી તેમજ એ કેળ ફાટી જાય છે. અને તેમાં વખતે કપુર બંધાય છે એ જ કપુર હોય તો એને ભીમસેની બરાસ કહેવાય.

થી ધોવુ એમ કેટલાક દિવસ થવ.દેવું (સાત અથવા પંદર દિવસ સુધી) પછી હલદર, તગર, કેશર ને ગળો અને સરસડાનો લેપ કરવો પણ શુકાતાં સુધી વગળથીજ ધોવું આ કરતાં કદી કચ્ચાશ રહી હોય એમ માલમ પડે તો કાળું નસોતર, ભોંયરીંગણી, બીલીનું મુળ ને ગળો આ બધાં ઘસીને લેપ કરવાથી ઝહેર બીલકુલ રહેશે નહી.

૮ હલદર મીઠુને મજીઠ ચોપડવાથી ઝહેર મટે છે.

૯ ઝીઝોટાના તાજા કુમળા પાંદડાંનો રશ કાહાડી બે તોલાને આશરે તેમાં એક તોલો મધ મેળવી દરરોજ સવાર સાંજ બે વખત પાવું આ દવા ચાલે ત્યાં સુધી ઘી ભાત તુવેરની દાળ અથવા મગની દાળ ખાવી બીજુ કાંઈ ખાવુ નહિ

૧૦ ભારંગીનાં મુળીયાં પાણીમાં ઘસી તોલો ૦ાા પાશેર પાણીમાં પાવાં સવાર સાંજ પાંચ દિવસ પાવાં અને તેજ પાણીમાં ઘસી શરીરે ચોપડવાં ફેર માલમ પડે તો દરરોજ નવટાંક ગાયનુ ઘી દવા ચાલે ત્યાં સુધી પાવુ મોળો ભાત ખાવો ને પાણીને બદલે કળથીનું ઉકાળેલુ પાણી પીવુ બીજું કાંઇજ ખાવું નહિ.

૧૧ કરડ ઊપર ચુલા ઉપરનો ધુમાસ તથા સીંધવ પાણીમાં મેળવી ચોપડવું

૧૨ ઉંદરથી થયેલી ગાંઠ ચીરાવી નસ્તરથી તે ઉપર

* વગળ બનાવવાની રીત—બાવળ, બોરડી, ગુંદી, કોઠી, પીપળો જાંબુડો ને આવળ એ બધાંની અંતરછાલ લઇ પાણી ઉકાળવું તે.

ગધેડાનાં તાજાં લીંડાં બાંધવાં.

૧૩ સુંઠ, મરી, પીપર વાટી ગાયના તાજા છાંણના રસમાં આંખે આંજવું.

૧૪ વજ મીંઢળ ને મોથ ગાયના મુત્રમાં ઘસી પાવાથી અઢાર પ્રકારના ઉંદરનું ઝહેર મટી જશે જાણે કાનમાં કહ્યું.

### ઉંદરના ઝેહેરવાળોને અગત્યની સુચના

૧૫ જેને ઉંદર કરડયો હોય તેણે મીઠા સુધાંત ખાવું નહી ભાતકે રોટલી સીવાય કાંઇ પણ ખાવું નહી.

### છછુંદર

એ અરાઢ જાતના ઉંદરમાં છે છતાં જો તે જુદી માલમ પડે અગન બળે સણકા મારે તો ચીત્રાના ઝહેરમાં કહેલા એકથી ચાર નંબર સુધીના ઉપાયો કરે ફાયદો સારો કરે છે.

૧ નેતરની સોટી પાણીમાં ઘસી ચોપડવી.

૨ કાળુ ખજુર લીંબુના રશમાં વાટી ચોપડવું.

### કાચંડા

કાચંડાને જ કાંકીડો અથવા સરડોપણ કહે છે

વર્ણન—કાચંડાના કરડવાથી શરિરના રંગ જુદા જુદા થાય છે ભ્રમ, દાહ તથા ઉન્મત પણું થાય છે ડંખવાળી જગ્યા કાળી થાય છે અને ઝાહાડે જતાં ચીથરા જેવો કચરો પડે છે.

ઉપાય ૧ શેક કરવાથી મટી જાય છે.

૨. રોજ બે વાલ એળીયો ગળાવવો દિન ૨૧ થી એક માસ સુધી.

૩ આકડાનું મુળ પા તોલાને આશરે પાણીમાં ઘસી પાવું.

૪ ધોળી કરેણનું મુળ, ચોખાના ધોવરામણમાં ઘસીને ચોપડવું તો ઝેર દાખવશે નહી. ને કાંઇ પણ લક્ષણ નહી થાય.

## ઘો

ઘો. બે જાતની થાય છે; એક નાની ને બીજી મોટી તેમાં મોટી પાટલાઘો કહેવાય છે ને નાનીને ચંદન કહે છે; તેમાં મોટીનો ભય ઓછો ને નાનીનો વધારે છે. ઘો ગરોળીને મળતી છે. પણ આખો દિવસ જીભના લબકારા મારે એ એની પરીક્ષા છે. એનો કૈડ કવચીતજ હોય છે, પણ સર્પ કરતાં ઝેર વધારે છે.

લક્ષણ. એકદમ બેશુદ્ધ થાય છે, બોલી શકાતું નથી મૃત્યુ વત થાય છે.

**ઉપાય.**–૧ ડમરાનો રસ કહાડી સુંઘાડવો ને રશ નાક તથા કાહાનમાં મુકવો, તેમજ રશ આખા શરીરે હાથ તથા પગના નખે સારી પેઠે મસળવો, તેથી વિષ ઉતરી જઇ ને સારી શુદ્ધી અ વે છે.

૨. જેવી કરડી માલમ પડે કે તરત તેના માથા પર થંડા પાણીનો ભરેલો ઘડો ધાર કરી રેડવો.

## ભોંય ફોડવી.

**વર્ણન**–એ ભોંયમાં રહેનારૂ ગરોળી અથવા રોટલા બામણી ( બોડી બામણી ) જેવું ઘણુંજ ઝેરી જનાવર છે

તેના દરના આગળ કાંકરા ભેગા કરેલા હોય છે એ નિશાની છે.

**લક્ષણ**–મોહોથી તથા નાકેથી લોહી પડે તો જાણવું કે ભોંયફોડવીનુ ઝેહેર છે.

**ઉપાય**–અઠીમઠી નામે વેલા થાય છે. જેની શીંગ ઝીણીને બે ત્રણ ગોળ દાણાવાળી હોય છે. તેનું મુળ ચાવી રસ ગળામાં ઉતારે તો ભોંયફોડવીનું તથા નાગનું ઝેર પણ મટેછે.

## ગરોળી

### વર્ણન તથા લક્ષણ.

ગરોળી કવચાંત દબાય તોજ કરડે છે પણ એના મોંહામાંથી ધોળો પદારથ નિકળી પડે છે. તેમાં ઝેહેર છે–ખાવા અથવા પીવાના પાણીમાં પડયો હોય ને તે જાણી નહી શકવાથી, પેટમાં ગયા પછી ઉલટી થાય છે કદી ઉલટી ન થાય તો તેનું પેટ વધે છે ને શરીર પીળુ થઈ કમળાના બધાં લક્ષણ થાય છે.

**ઉપાય**–નાગલા દુધેલીનાં ફુલ ૨ સવારમાં ગળે તથા ફુલ ૧ સાંજે ગળે તો સાપ કાંચળી ઉતારે તેમ ઝેહેર ઉતરી જાય છે.

૨ વાંઝીયા કંટાળાનો કંદ લાવી પાણીમાં ઘસી દરદીને શરીરે લેપ કરવો તથા રૂપૈઆ ભાર ખાવો જેથી દરદીને કાનમા કહ્યાની પેઠે આરામ થઇ જશે.

૩ સુંઠ, મરી, પીપર, સફરજનનાં બીજ, આંબા હળદર, ઉપલેટ, ધમ શો, ઈંદ્રવારણાનાં મુળ કૌંચાં, બાવચી તથા હળદર સરવે સરખે વજને વાટી શરીરે લેપ કરવો. ત્રણ

દિવસ કરવાથી મટી જશે.

૪. મજીઠ, હરડાં, બેહેડાં, આંબળાં, કડુ હળદર દારૂ હળદર, ઉપલેટ, ધમાસો, ઈંદ્રવારણાંનાં મુળ, સરવે અ-ડધો–અડધો તોલો ચાર શેર પાણીમાં ઉકાળી એક શેર રહે તારે ઉતારી ગાળીને રોજ નવટાંક સવારે ને નવટાક સાંજે પાવું આનાથી બીજાં ઝેહેર મટી શકે છે,

## ઝેહેરી દેડકો અથવા પાતાળ દેડકી.

વર્ણન—દેડકો—પીળો અથવા લીલો હોય છે. દેડકી–ઝાડના ડોઝાંમાં હોય છે.

લક્ષણ. દેડકો કરડે તે જગ્યા પીળી થઇ સોજો આવે છે. વેદના થઇ ઉલટી થાય છે. તથા–ઉંઘ ઘણી આવે છે.

ઉપાય. ૧ સરગવાનાં બીજ વાટી થોરનાં દુધમાં કાલવી ઝીણાં કરી ડંખેલી જગ્યા પર ચોપડવું

૨ સીઘડીયો વછનાગ, સાટોડીનું મુળ, મનશલ સફે-દ મરી સરખે વજને વાટી લીંબુના રશમાં કરડેલી જગ્યાએ લેપ કરવો તો સારૂ થશે

૩ આંબા હળદર તો. ૧ કાળીજીરી તોલો ૧ સુંઠ તો. ૦ાા ઝેરી ટોપરૂ વાલ ૨ પીત પાપડો ૦ાા ભાર ઝહેર કોચલુ વાલ ૨ આ સરવે પાણી શેર ૫ માં ઉકાળવું. શેર ૦ાા રહે તારે ઉતારી ગાળી લેવું તેમાંથી રોજ

૩ ૦ll ક્ષારને આશરે મધ ૦। રૂપીઆભાર નાંખી પાવું. તો તરત આરામ થઇ જશે.

દેડકીના ઉપાય બનાવટી ઝહેરોમાં છે તે જોવા.

## મધમાખ.

વર્ણન.—મધ બનાવવા માટે એ ઘણીજ ઉપયોગી છે તે મનુષ્યોને ઘણું ઉપયોગી છે.

લક્ષણ. તિક્ષણ લાહ્ય બળે છે. ને સોજો ચહડે છે.

ઉપાય.—૧ છાંણ ઘસવાથીં કાંટો નિકળી જાય છે.

૨. કાંણાવાળી કુંચી દબાવવી જેથી કાંટો તરીઆવે તેને કાહાડી નાંખવો.

૩. કાંટો કાહાડયા પછી—સોજો વેદના હોયતો ઝહેર કોચલુ ચોપડવું અથવા લોઢાનો કાટ ચોપડવો

## મોટા ભમરો

લક્ષણ. ઘણીજ તીક્ષણ વેદના. લાહ્ય બળે તથા બેચેની થાય છે.

ઉપાય. ૧—ભેંસનું તાજુ માંખણ મસળવું.

૨ મરી, સુંઠ, સીંધાલુણ, તથા સંચળ એ નાગરવેલના પાનના રસમાં વાટી ચોપડવું આથી ગમે તેવા જંગલી ભમરાનો ડંખ મટે છે.

## (શ્વાન) કુતરૂં તથા શીયાળના હડકવાનું.

પરિક્ષા—જે પાણી દેખી કંપી જાય—અથવા મોંહોમાંથી

લાળ ગળે–આંધળુ થઈ જાય. બેહેરૂ થાય તથા જેની પુંછડી નમી જાય. પાણી પી શકે નહી દોડાદોડ કરી મુકે આવાં લક્ષણ વાળાને હડકવા થઈ ગયો છે એમ જાણવું અને અમથુ અમથું કરડવા દોડે ને તેને પણ હડકાયું જાણવું બંન્નેનાં લક્ષણ સરખાં છે.

**લક્ષણ.** હડકાયેલા કુતરા અથવા શીયાલના કરડવા નો ઉપાય તરત કરવામાં ન આવેતો તે આખા શરીરની સાતે ધાતુમાં, પ્રસરી જાય છે. તે વરસાદ વખતે ગાજે ત્યારે અથવા સુરીયુ વાજુ વાગે ત્યારે એકદમ કોપ પામે છે–તે માણુસ કુતરૂ કરડયું હોયતો કુતરા માફક ને શીયાળ હોય તો શીયાળની પેઠે કરે છે–ભસે છે અથવા હુવા હુવા કરે છે આ લક્ષણો થઇ જાય તે રોગીને અશાધ્ય જાણવો

ઉપાય–૧ કુતરૂ કરડે કે તરત ચુનો ચોપડે છે–મરચું બાંધે છે ને છીંકણી દાબે છે આ ઉપાયો કરતા પેહેલાં ગરમ પાણીથી ધોઈ નાંખી લુગડે લોઈ નાંખી કોરૂ કરી પછી ઉપાય કરવા એ ઉત્તમ છે અથવા રઇ જીણી વાટી પોટીશની પેઠે બાંધવી. બે મીનીટ પછી ફરી ધોઇ કોશ્ટીક ઘસવું તેનાથી સુકાયતો—જંગાળી મલમની પટી મારવી.

## જંગાળી મલમ

૧ સવા તોલા જંગાળ ૧ તોલો મીણ ચાર તોલા ગાયનું ઘી—ઘી તથા મીણ એક રસ થાય એટલે જંગાલ નાંખવો

ને ઘુંટવુ લાકડાથી સારો ઘુંટાઈ રહે એટલે પટી મારવી.

૨ લોહી નિકળી જાય એમ કરવું કારણ—લોહી સાથે હડકવાના જંતુઓ નિકળી જાય છે લોહી કાહડવા જળો મુકાવી અથવા રૂમડી મુકાવી લોહી નિકળી ગયા પછી જંગાલી મલમની પટી સવા મહિનો મુકવી જેથી ઝેહેર નાશ પામે છે રૂઝના ઉપાય કરવા તેથી હડકવાનો જરા પણ ભય રહેતો નથી

૩ હમેશાં બબેવાલ કાચ એળીયો ગળ્યાં કરવો જેથી ઝેહેર નિકળી જાય છે.

૪. આકડાનું દુધ ને ચણાનો લોટ અથવા ત્રીફળા નાંખી બબે વાલની ગોળીયો વાળવી તે દરરોજ એક અથવા બે ગોળી સવારમાં પાણી સાથે ગળી જવી સાત દિવસ ગળવી તેથી ઝેહેર નિકળી જાય છે જરાય પણ અશર રેહેવા પામતી નથી.

---

**૧ ખેડાથી પાંચ ગાઉ પર નાયકાકરીને ગામ છે. ત્યાં હડકઈ માતાનું સ્થાન છે. તેની બાધા રાખી દોરો બાંધવો તો ઝેહેર ચડતું નથી—તેને છ માસ અથવા બાર માસ વિતે બાધા કરી આવવી.**

કેટલાક લોકો કાળી ઉનના દોરામાં ઘુઘરી પરોવી પગે બાંધે છે તેથી પણ ઝેહેર ચઢતુ નથી એવી લોક માન્યતા છે.

૫—સાબરસીંગુ ગરમ પાણીમાં ઘસી પાવલીથી અરધા આનને આશરે પાવું—તેથી પણ ઝેહેર રહેતું નથી.

૬ કરડેલી જગ્યા પર બંદુકનો દારૂ મુકી શળગાવવું તેથી ઝેહેર બળી જશે.

૭ સોનુ તપાવી ડાઢ પર ડામ દેવો પછી કુકડાની હગાર લીલી ચોપડી ઢબુ પૈસો મુકી પાટો બાંધી દેવો.

૮ કદી પાકે ને ધોવું પડે તો કડવી તુંબડીમાં ગરમ પાણી ભરી મુકવુ તેનાથી ધોવું.

૯ કડવાં તુરીયાંનો ગર્ભ ૦ાા તોલો સરપંખો ૧ તોલો મજીઠ ૦ાા તોલો હિરાદખણ ૦ાા તો ઇંદ્રવરણાનાં મુળ ૦ાા તોલો સરવે ખોખરૂ કરી પાણી શેર ૧ માં ઉકાળી ૦) ≈ રહે ત્યારે ઉતારીને પાણી દિવસમાં બે વાર પીવું એવું સાત દિવસ કરવું તો પછી તેને કોઇ દિવસ હડકવા હાલશેજ નહી

૧૦ કરડેલી દાઢને ઉકાળેલા ઘીથી બાળી મુકવી ઉનું કરી ઘી પાવુ બે રૂપીય ભાર પાવું પછીથી સેકેલા તલ ૦ાા ભાર તેલ ૦ાા ભાર ને, આકડાનું દુધ વાલ ૨ મેળવી પાવું તો જરા પણ ઝેહેર રહેતુ નથી.

## શિયાળ.

શીયાળના લક્ષણ બધાં કુતરાનાંજ છે ને ઉપાય પણ કુતરાનાજ લાગુ પડે છે.

## બિલાઢી

બીલાદી કરડે તો અસાધ્ય ઝેર નથી પણ. પાકીને પીડા બહુ થાય છે તેના ઉપાય. કુતરાના જે ચોપડવાના છે તે કરવા.

---

## મંકોડા, કિડિ, ઝીમલો, પાનવીંછી વિગેરે

લક્ષણ–ભમરો ને મધમાખ જેવાં થાય છે

ઉપાય–કેરડાના મુળની માટી અથવા આળસીયાંની હગાર. અગર, રાફડાની માટી પાણીમાં પલાળી ચોપડે મટે અથવા લોઢાનો કાંટ ચોપડે મટે, મંકોડો કરડી છુટતો નથી તેને મોંહોનું થુંક મુકે તો છુટી જાય છે.

### કહેવત.

મગર મંકોડો ને હરીયલ કાઠી
એ કરતાં ત્રીયા બુધ માઠી

મઘર પકડે તો એના નાકનાં કાંણા બે દખાવી દે તો મોહો ખુલ્લુ થાય. હરીયલ જનાવર એક લાકડાનો કટકો પકડી બેશી રહે છે તેને ખોરાક બતાવેતો લાકડુ મુકી દે છે.

### કાનખજુરો.

ઉત્પતિ. કુદરતથી થાય છે. પણ બીજી રીતે પણ એની ઉત્પતિ છે, કે અળશીયુ પગ તળે ચગદાઈ જાય ને પગ અંધારામાં ઘશે ને જેટલા લીંટા થાય તેટલા કાનખજુરા ઉત્પન થાય છે.

લક્ષણ—કાનખજુરો કરડે તે ઠેકાણે પરશેવો વળે છે અગન બળે છે ને કેટલાકને વીંછીને લગતી વેદના થાય છે તેમ કોઇને ઢીંમણાં પણ ઉઠી આવે છે. કોઇને જીણો કાનમાં પેસી જાય તો કરડયાં કરે છે. તે નિકળવા પામતો નથી.

ઊપાય—૧ થોરના દુધમાં પીપર ઘસી ચોપડવી.

૨ અળશીયાં ની માટી પાણીમાં ચોપડવી.

૩ ગુગળનો ધુપ દેવો

૪ ડંખ પર ઘી ઘસવું.

૫ નવસારને કળીચુનો ચોપડવો

૬ આંબલી, ચુનો ને ગધાડાનાં લીંડા ઉંના કરી ઉપર બાંધેતો ઢીંમણા ન થાય ને થયાં હોય તો મટી જાય.

૭. કોઠવડી (કોઠાંનો ગર્ભ) અથવા કોઠમડી (કોઠમડાંની કાચલી) પાણીમાં ઘસી અથવા બાફી ચોપડે મટી જાય છે.

૯ કાનમાં પેસી ગયો હોય તેને, કેરડાની કુંપળો ને લસણ કચરી તેનો રસ ઉકાળી કાનમાં રેડે તો બાહેર નીકળી જાય છે.

૧૦ તેલ ગરમ કરી મુકવાથી પણ વખતે નિકળી જાય છે.

## માંકડી કુકડી

**વર્ણન**–એ જીણું શળી જેવુ જનાવર છે. રંગે લીલુ હોય છે ને તેને ચારથી છ પગ હોય છે.

**લક્ષણ**–તેના મુત્રથી દાઝયા જેવા ફોલ્લા થઇ આવે છે, લાહ્ય બળે છે, પાણી ઝમે છે ને વેદના ઘણી થાય છે, તર્ત ઉપાય ન મળે તો ચેપ ઉડે છે. ને કોહોવાટ થાય છે.

**ઉપાય**–૧ ધોળી ધરો. તથા સાઠીં ચોખા ખુબ જીણાં વાટી મલમ જેવાં કરી ચોપડવાં તો સુકાઇ જાય છે.

૨. શંખ જીરૂ. ખડી, હિરાદખણ પાણીમાં ઘસી ચોપડવું તો તેથી પણ સારો ફાયદો થાય છે.

૩ ખરજ તેલ ચોપડવાથી ઘણોજ સારો ને ઉતમ ફાયદો થાય છે. અનુભવી છે.

૪ સો વખત ધોયેલુ ઘી એકલુ તેમજ માંહે સોનાગેરૂ મેળવી ચોપડે મટી જાય છે.

૫. એજ રીતે દિવેલ પાણીમાં સો વખત ધોવું તેમાં મુલતાની માટી નાંખવી ને ચોપડવું તો સુકાઇ જશે અગર એકલી મુલતાની માટી ચોપડે પણ સુકાશે.

## કોદરા

**વર્ણન**–એ એક અનાજ વસ્તુ છે. હલકી જાતનું છે.

પણ કોઇ વખતે મેણો આવી જાય છે. ને સખત થાય છે તો તેને વઘ મીણો કહેવાય છે.

લક્ષણ–શરીરમાં થથરાટ થવો, પડી જવું. બેભાની પણું વીગેરે થાય છે.

ઉપાય–જગ મશહુર છે, છતાં લખુ છુ કે આંબલીનું પાણી ને ગોળથી ઉતારે છે, અથવા, ઘી પાવું.

ભાગ ૨ જો સમાપ્ત.

# ભાગ ત્રીજો

## માટી.

વર્ણન—માટી એમાં કોઇ પણ જાતનું ઝહેર નથી પણ શરીરની બહુજ ખરાબી કરે છે, માટે જરા સંભાળ રાખવા માટે આ ફકરો લખો છે.

કેટલાંક બૈરાં માટી ખાય છે, તે પણ હદથી જ્યાદે તેમજ ગર્ભ હોય તેવે વખતે તો ખુશીજ. તેમજ તેવાં કાચાં હોય તેવાં પણ ખુબ ખાય છે. તે માટીનો રસ બાકને પહોંચે છે ને જન્મ વખતે બાળકનું મોંહો સાફ કરે છે. ત્યારે માટીનો ભાગ માલમ પડે છે, તેવાં ને ઘણી જાતના રોગ થાય છે તેમજ એનું પેટ વધે છે ને કમળાના રોગ જેવું શરીર થઈ જાય છે.

લક્ષણ—માટી ખાધેલી માતાનું બાળક કોઈકજ તંદુરસ્ત હોય છે, માટી વાળુ બાળક, પાંચ અગર છ માસ સારૂ રહે છે, તે બાદ અથવા જન્મ થતાંજ ઝાઠા વીગેરેનો રોગ થાય છે. પીળું થઇ ગયેલું હોય છે. ગળી જાય છે ને આખરે મૃત્યુ શરણ થાય છે, કોયલા ખાનારા માતાનું બાળક તેને તજા ગરમીના રોગ શરીરે થાય છે. કેટલાંકને વધારીયાં થાય છે. કેટલાંકને ફોલ્લા થાય છે. કેટલાંકને રતવાની ગાંઠો થાય છે. જેને રતવા કહે છે. ને બાળક બહુજ પીડાય છે માટે ડાહ્યા માણસે બૈરાંને સમજ આપવી, એ કાબ

ઘણુંજ ઉત્તમ છે. કે જેથી બાળક તંદુરસ્ત રહે. બીજાં કેટલાંક પુસ્તકો સારી સંતતીને માટે છપાયલાં છે. એટલે આમાં વિસ્તાર કરવો નકામો છે અને વળી પુસ્તક વધી જાય માટે તેમાં જોવું.

**ઉપાય**–બાળકે માટી ખાધી હોય તો તેને અવશ્ય જુલાબ આપવો પડે છે.

૨, ઓદાર સંગ પાણીમાં ઘશી પાવો.

૩ સુખડ અને સાકર ઘસી પીવાં.

૪. કોયલાની ગરમીથી બાળક ફોલ્લા વીગેરેથી પીડાતુ હોય તેને ગંધકનુ ખાપરીયુ વાપરવું.

## વશીકરણ
## યાને બનાવટી ઝહેરો.

**વર્ણન**–બનાવટી ઝહેરો કે જે ઝહેર કરતાં ઘણાંજ બુરાં છે. એ આખી જીંદગી બગાડે અને સમજમાં આવતાં નથી. એવે ઠેકાણે વૈદ્યો અને મહાન ડાકટરો પણ ભુલાવો ખાઇ જાય છે માટે શું થાય છે. એ પુછવાનો રીવાજ ઘણોજ ઉત્તમ પણ છે.

## શરીરની ધાતુનું ઝેહેર

**લક્ષણ**–અજ્ઞાન સ્ત્રીયો પતિ વશ કરવા માટે પોતાના શરીરની ધાતુ પુરૂષને ખાન પાનાદિમાં ખવરાવે અથવા પાઇદે તેમજ પોતાનુ રજ (અટકાવનું લોહી) પણ પાઇ દે

તો તે પુરૂષ ભ્રાંતિ હિન થાય છે. અચેત (બુદ્ધિ વગરનો) અને કેટલાક તો તદન ગાંડાં પણ થઇ જાય છે.

ઉપાય—૧ સરસ્વતિ ચુરણનો ઉપયોગ કરવો ને તે એક વર્ષ સુધી કરવો તોજ તેની શુદ્ધી થાય છે.

૨ સુખડ વાલ ૨ કેસર વાલ ૨ નાગ કેશર વાલ ૨ મોંથ વાલ ૪ (નાગર મોથ) બધાં પાણીમાં ઘસી સાકર નાંખી પી જવું તો રજ અથવા ધાતુ સંબંધે થયેલા દોષો શાન્ત થાય છે. તેમજ ધુપધુમાડા વિગેરેનો પણ આવા વખતે જરૂરી ઉપયોગ કરવો એ પણ ઉત્તમ છે.

## દેડકી અથવા પાતાળ દેડકી

આ દેડકી ભોંયમાં ઘણી ઉંડી રહે છે અથવા કોઇ કોઈ ફાટેલાં ઝાડના ડોઝામાં જેમાં હમેશાં પાણી રહે છે તેમાં હોય છે. તેને ખોળી લાવી મુર્ખ અને અજ્ઞાન લોકો ખવરાવી દે છે જેથી.

લક્ષણ—પેટ વધે છે પછી શરીરે સોજા ચઢી સર્વાંગ ફુલી જાય છે. જળોદર અથવા સફોદર જેવું થાય છે. હરાતુ ફરાતુ નથી.

ઉપાય—સફોદર રોગ ના કરવા.

૨. ભોંયપીલુડીની ભાજી બાફી મીઠા વગર હમેશાં ખાવી.

## વાઘવાળ.

વર્ણન—કેશરી મુછ ભોરંગમણી, સતી સ્ત્રીનો હાથ કૃપણ ધનીનું ધન તે, મુવે જ જાય પર હાથ.

વાઘવાળ જીવતાં હાથ લાગતો નથી પણ તેનો ઉપયોગ કરનારા તેના મુવા પછી લાવી રાખી મુકે છે તે જ્યારે તેનો ઉપયોગ કરવો હોય ત્યારે કરી લે છે.

લક્ષણ—કોઇપણ રીતથી ખાત્રી થઇ શકી નથી પણ જીરણ તાવ રહ્યા કરે છે. શરીર શક્તિહિન થાય છે ધાતુ બગાડે છે અને દુર્બળતા પ્રાપ્ત થાય છે જેથી ચેહેન પડતું નથી ગમગીની રહે છે.

ઉપાય--કાચી વરખી હરતાલને ચુનાની ગોળી કરી જીરા સાકર સાથે ફાકી ઉલટી જુલાબ લેવો ઉપર ભાત, ખાંડ ને ઘી ખાવું.

આ ઝેહેર અસાધ્ય જ છે કેમકે તર્ત માલુમ ન પડે વ્યાપા પછી ઉપાય હાથ લાગતો નથી ને પસ્તાવું પડે છે.

## જુવો.

વર્ણન—જુવો એ ઝેહરી જનાવર ઉન્હાળામાં વધારે હોય છે. પાણીથી ઠંડો થઇ જાય છે. જુવા હોય ત્યાં પાણી રેડો તો બહાર નહિ નીકળે એ જનાવર એવું છે કે શરીરે ચહડતાં બીલકુલ માલમ પડતું નથી. ચોરની મીશાલે ચહડી લોહિ પી ધરાય છે ત્યારેજ વલુર આવે છે,

લક્ષણ--વલુર ઘણી આવે છે સોજો ચડે છે ને સોજો ન મટે તો જયાં સુધી વલુર આવે ત્યાં સુધી કોહો લાગ્યાની પેઠે થાય છે.

બનાવટી ઝેહરો જુવો--એને ઘણો ઝેહેરી બનાવવા એવાં

કામો કરનાર સોયમાં દોરો પરોવી તે જુવાની આરપાર કાહાડી (મરતો નથી) તેને એક થોરે બાંધી થોરને ટચકો મારી દુધ કાહાડે તે દુધ પી રહે એવી રીતે એક માસ રાખી પછી છોડી લાવી પોતાની પાસે દાબડીમાં રાખી મુકે ને તેનો ઉપયોગ યુકિતપુર્વક કરી લે છે.

લક્ષણ—તેવો જુવો કરડયો ને વલુર આવી તે જેટલે સુધી વલુરે તેટલી જમીન કોહી જાય છે.

બનાવટ: ૨ જી–કેટલાક મનુષ્યો એક અધોળથી નવ-ટાંક સુધી અથવા સો બસો જુવા ભેગા કરી તેલમાં નાંખી ઉકાળી તે તેલ તૈયાર થાય એટલે એક શીશીમાં ભરી રાખે છે અને જેને દગો કરવો હોય તેને હાથે પગે લગાડે છે તેના સર્વાંગમાં તે તેલ ઝરખ તેલની માફક ફરી વળે છે એટલે તેને લકવો થયો હોય તેવું શરીર થઇ જાય છે. જેને ધન્વંતરી, લુકમાની હકીમ. મોટા સર્જનો પણ પિછાની શકે નહીં, ને તે વ્યાપી ગયા પછી મટતો પણ નથી. રાંટો ટુંટો ને લુલો લંગડો બોબડો રહી હરીફરી જીંદગી ગુજારે છે,

ઉપાગ—સાધારણ અથવા થોરના દુધ પીધેલાના કરડના જ છે. જે નીચે પ્રમાણે

૧. જુવો કરડયો માલમ પડયો કે વલુર આવતાંની સાથે પોતાના મોંહાનું થુક ચોપડી દેવું કે જે પોતાની પાસે છે ખોળવા જેવું નથી અને ઉપાય ઘણો ઉત્તમ છે.

૨. દિવેલ ઉનું કરી ઘસવું અથવા સો વખત ધોઇ તે દીવેલ દીવસમાં ચાર પાંચ વખત ચોપડે તો તેથી વહુર મટે છે ને આગળ વધતુ નથી.

૩. જીભની ઉલ ઉતારી ચોપડવાથી આરામ થાય છે.

૪. છોવાળી જમીનમાં અથવા એવી બીજી કોઇ પડતર જમીનમાં એવું ઘાસ થાય છે જેનાં પાન ઝીણાં ગોળ થાય છે ને ફુલ ઝીણાં પીળાં ને તે પણ ગોળ હોય છે તેને વાટતાં ચીકણું ઘણું ચીકણું થાય છે તે ચોપડવાથી સાદો અથવા થોર દુધ પીધેલો જુઓ કરડયો હોય ને કોહો લાગી ગયો હોય તોપણ મટી જાય છે.

૫. છાંણનો રસ કાહાડી ચોપડવાથી પણ મટે છે.

૬. ખરજ તેલથી મટે છે. તે તેલમાં લુગડાની પટી બોળીને મેલવી તે દિવસમાં બે ત્રણ વાર પટી બદલવી ધોઇ ધોઇને મેલવી વગળના પાણીથી ધોવુ પાછળ બતાવ્યું છે. સાબુથી ધોવું નહી.

જુવાના બનાવેલા તેલથી સર્વાંગમાં ફેલાયેલા ઝેહેરનો ઉપાય મળી શકયો નથી. પણ પ્રભુ કૃપા હોય તો આ નીચે બતાવેલા ઉપાયથી મટી શકે એમ મારી ખાત્રી થાય છે.

૭. હીરાબોળ રૂ. ૨ ભાર, ગુગળ રૂ. ૨ ભાર, એળીયો રૂ. ૨ ભાર. હિંગળોક રૂ. ૨ ભાર. આની ગોળીયો કરી ખવરાવવી પાવલી પાવલીભારની કરવી ઉપર સાકરનો શીરો ખવરાવવો. દુધ, સાકર, ઘઉં, ચોખા એ શિવાય બીજું કાંઇ ખાવું નહી જરૂરથી મટી જશે. આ ગોળીથી લકવો, પક્ષાઘાત પણ મટે છે.

૮. જુની ઝીલનું મુળ ઘસી પાવલીભાર તેમાં રૂ. ૦ાા ભાર સાકર નાંખી પાવુ. પથ્થ ઉપર પ્રમાણે પાળવી.

## માંખ. (આ ઉડતી માંખો)

**વર્ણન તથા લક્ષણઃ—**

માંખી ખાધામાં આવે તો ઉલટી થાય. કરડે છે ખરી પણ વેદના થતી નથી. હજામત કરાવતાં કપઇ જાય ને માથામાં ઘસાય તો અથવા એવી રીતે મરે ને શરીરે પણ ઘસાય તો કોહો અથવા વાના ફોલ્લા જેવા ફોલ્લા થાય છે ને માંકડી કુકડી જેવી જ પીડા થાય છે.

ઉપાય—ભીંતોમાં લુણો થાય છે તેને ચાળી સાફ કરી દિવસમાં બે ત્રણ વખત ધોઇ સાફ કરી દબાવવો ધોવું વગળથી.

૨. કંકુ અને ધુપેલ ચોપડી દબાવવું પણ દિવસમાં બે ત્રણ વખત ધોવાની સફાઇ રાખવી તો જલદી મટી જશે માથે વાળ હોય તો કાહડી નાંખી ચોપડવું. ધોવું વગળથી.

૩. ખરજ તેલનો ઉપયોગ કરવો. આ તેલ પર માખી આવતી નથી.

## સામાન્ય સુચના.

આ સીવાય આહાર વિહારમાં વિરોધતા આવવાથી કેટલાંક ઝેહેર ઉત્પન્ન થાય છે પણ ગ્રંથ હાલ વધી જાય તેથી તેમ જ વિષય કેટલોક કઠણ હોવાથી પ્રભુ ઇચ્છા હશે તો આગળ બીજો ગ્રંથ પ્રગટ કરવા ઇચ્છા છે.



# દાંતની દવા

## દાંતની દવા.

આ દવા ઘણીજ ઉત્તમ છે. અવાળુ, દાંતના સણકા, ચસકા–હાલવું, કૃમી વીગેરેને એકદમ શાંત કરે છે ને મટાડી દે છે. એકવાર વાપરી ખાત્રી કરો.

દાંતમાં સણકા, તથા જીવાત માલમ પડે તો રૂના પેલમાં આ દવા કોરી મુકી પછી બેવડ વાળી આખા (બધા) ઉપર પીડ મુકી સુઇ રહેવું તો જાણે દરદ નથી. તેમજ આંગળી પર લઇ ગળામાં ચોરીયા અથવા ચાંદા હોય ત્યાં ઘસી પછી ગળતુ મુકે લાળ નિકળી જઇ દરદ મટી જાય છે. પછી કોગળા કરી નાંખવા એક જાતની ઉત્તમ મસી કરતાં કામ સારૂ કરે છે.

વૈદ્ય નાથાલાલ રૂપશંકર
મુ. ખેડા. ઠે. જગન્નાથજીના મંદિર પાસે.



